# ટૉલ્સ્ટૉયગ્રન્થાવલિ

૧. **પ્રેમનો દંભ** ૧–૪–૦

પાશ્ચાત્ય લગ્નજીવનની વાર્તા

૨. **સ્ત્રી અને પુરુષ** ૧–૦–૦

'પ્રેમનો દંભ'ના ભાષ્યતુલ્ય લખાણો

૩. **કથાવલિ** ૧–૪–૦

અગિયાર ધર્મકથાઓનો સંગ્રહ

# કથાવલિ
## પહેલી

ટોલ્સ્ટોય કૃત

અગિયાર ધર્મકથાઓનો સંગ્રહ

અનુવાદક
વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

કિં. રૂ. ૩=૦૦

પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ

પહેલી આવૃત્તિ
*


મુદ્રક:
ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા,
મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
ઘી કાંટા રોડ : અ મ દા વા દ



મહાત્મા ટૉલ્સ્ટૉય

The artist of the future will understand that to compose a fairy-tale, a touching little song, a lullaby, an entertaining riddle, an amusing jest or to draw a sketch which will delight dozens of generations or millions of children and adults, is incomparably more important and more fruitful than to compose a novel or a symphony, or paint a picture, which will divert some members of the wealthy classes for a short time and then for ever be forgotten. The region of this art of simple feelings accessible to all is enormous and it is as yet almost untouched.

—*Tolstoy*

Verbal compositions are good and necessary, not when they describe what has happened, but when they show what ought to be; not when they tell what people have done, but when they set a value on what is good and evil—when they show men the narrow path of God's will, which leads to life.

No matter what wonders are described, or what animals may talk in human language, what flying carpets may carry people from place to place, the legends, parables, or fairy-tales will be true, if there is in them the truth of the kingdom of God. And if that truth is lacking, then everything described, however well attested, will be false, because it lacks the truth of the kingdom of God.

—*Tolstoy*

ભવિષ્યનો કલાકાર સમજશે કે, પ્રજાની દસબાર પેઢીઓને અથવા લાખો બાળકો તેમ પુખ્ત વયનાં માણસોને આનંદ આપે એવી એકાદ પરીકથા, હૃદયવેધક નાનકડું ગીત, હાલરડું, મનોરંજક સમસ્યા કે હાસ્યરસનો રમૂજી ટૂચકો—એની રચના કરવી, અથવા એવું એકાદ રેખાચિત્ર દોરવું, એ શ્રીમંતવર્ગની ગણીગાંઠી વ્યક્તિઓને અલ્પ સમય સુધી વિનોદ આપી પછી સદાને માટે વીસરાઇ જાય એવી નવલકથા કે એવા સ્વરસંગની રચના કરવા કરતાં અથવા એવા ચિત્રનું આલેખન કરવા કરતાં હજારગણું વિશેષ મહત્ત્વનું ને વિશેષ ફળદાયક છે. સર્વગમ્ય સાદા ભાવોમાંથી ઉદ્‌ભવતી આવી કલાનો પ્રદેશ અતિ વિશાળ છે અને હજુ એ લગભગ સાવ અસ્પૃષ્ટ જેવો જ રહ્યો છે. —ટોલ્સ્ટોય

બની ગએલી બીનાનું વર્ણન કરનારી નહિ, પણ શું બનવું ઘટે તેનું દિગ્દર્શન કરાવનારી વાઙ્મય રચનાઓ જ યોગ્ય ને આવશ્યક ગણાય. લોકોએ શું કર્યું છે એ જણાવનારી નહિ, પણ શુભ શું ને અશુભ શું એની મૂલવણી કરનારી—જીવનમાં પરિણત થાય એવી ઈશ્વરેચ્છા અથવા એવા ઈશ્વરાદેશનો સાંકડો માર્ગ માનવીઓને દર્શાવનારી—વાઙ્મય રચનાઓ જ યોગ્ય ને આવશ્યક છે.

ભલેને ગમે તેવા અદ્‌ભુત પ્રસંગો વર્ણવ્યા હોય, અથવા જાનવરો માનવભાષામાં બોલતાં હોય, અથવા ઊડતી શેતરંજીઓ માણસોને એક સ્થળેથી બીજે સ્થળે મૂકી આવતી હોય, છતાં દંતકથાઓ, દૃષ્ટાન્તકથાઓ અથવા પરીકથાઓમાં જો ભગવાનના દિવ્ય ધામનું સત્ય સમાએલું હોય, પ્રભુપ્રાપ્તિ કરાવે એવા દિવ્ય સત્યનું જો આલેખન થયેલું હોય, તો એ કથાઓ સાચી ગણાશે અને એ સત્યની જો એમાં ખામી હશે તો ગમે તેટલી પ્રમાણભૂત ને સુસ્થાપિત હશે તો પણ એમાં વર્ણવેલી એકેએક વાત અસત્ય ગણાશે, કેમકે ભગવાનના દિવ્ય ધામના સત્યનો એમાં અભાવ છે.

—ટોલ્સ્ટોય

স্বর্গত মাতৃশ্রীকে

সমর্পিত

# નિવેદન

'વૉર એન્ડ પીસ' 'એના કેરેનિના' આદિ જગવિખ્યાત વાર્તાઓ લખ્યા પછી ટૉલ્સ્ટૉયને એ પ્રકારના સાહિત્ય પ્રત્યે વિરાગ આવેલો ને એ દિશામાં પછી પોતાની કલમ બિલકુલ નહિ ચલાવવાનો ઠરાવ કરી તે તત્ત્વચિંતન તરફ વળેલા. લગભગ આઠ વરસ સુધી તે આ નિશ્ચયને વળગી રહેલા, ને એ ગાળા દરમિયાન ધર્મમીમાંસા એ જ તેમનો મુખ્ય વ્યવસાય બની ગએલો. તે પછી પાછું તેમણે કલ્પનાત્મક સાહિત્યસર્જન ફરી શરૂ કર્યું ત્યારે પણ જીવન વિશે પોતાને લાધેલા નૂતન દર્શનને કલાત્મક રૂપમાં રજૂ કરવું એ જ તેમનું ધ્યેય રહેલું. ઉત્તરાવસ્થાની તેમની ઘણી ખરી કૃતિઓ બોધપરાયણ ને ધર્મપ્રધાન માલૂમ પડે છે : તેનું કારણ આ જ છે. વળી કલા સંબંધી તેમના ક્રાન્તિકારી વિચારો આ અરસામાં જ પરિપાક પામેલા. પોતાની ઉત્તરાવસ્થાના સાહિત્યસર્જનમાં તે એ વિચારોને અનુસરેલા. અને તેથી કેવળ શિષ્ટભોગ્ય નહિ પણ રાયથી માંડીને રંક સુધી ને બાળકથી માંડીને વૃદ્ધ સુધી સૌને સરખી રીતે આકર્ષે એવી સાદી સર્વગમ્ય કૃતિઓ રચવાનું તેમણે ધોરણ રાખેલું. આ રીતે લગભગ એક દશકાના સાહિત્યબ્રહ્મચર્ય

પછી, પોતાના નૂતન જીવનદર્શનને મૂર્ત કરતી જે સર્વભોગ્ય ધર્મ-કથાઓ તેમણે લખેલી તેમાંથી કેટલીક આ સંગ્રહમાં આપી છે.

આને ધર્મકથાઓ કહી છે તે ધર્મ શબ્દના વ્યાપક અર્થમાં જ. કેમકે પ્રત્યેક કથામાં ઇશ્વરમાં અનર્ગલ આસ્થાવાળા ને ભક્તિ-નમ્ર એવા સાચા ધર્મનિષ્ઠ અભેદમાર્ગપ્રવાસી સંતનું હૃદય ધબકી રહેલું પ્રત્યક્ષ થાય છે. આથી જ ખ્રિસ્તી લેખકને હાથે લખાએલી ને ખ્રિસ્તી દેવકથાઓના ઉલ્લેખોથી ભરેલી છતાં હિંદુ વાચનારને પણ તે સચોટ અસર કરશે. વળી આપણા વાચકોને તો આ કથાઓની ઇબારતમાં પણ આત્મીયતા લાગશે. કેમકે આપણી ધાર્મિક આખ્યાયિકાઓ, પુરાણકથાઓ તથા લોકવાર્તાઓનું તે પદે પદે સ્મરણ કરાવે છે.

આવી સુંદર વાર્તાઓ ગુજરાતીમાં આજ સુધી ઊતર્યા વિના રહે એ તો બને જ નહિ, તેથી એક કરતાં વધુ સ્થળેથી આમાંની ઘણીખરી પ્રગટ થઇ ગઇ છે. પણ તે બધી રૂપાન્તર પામીને જ. મૂળના વેષ્ટનને યથાવત્ રાખી. સીધું ભાષાન્તર કરવાનો આ પહેલો જ પ્રયત્ન છે.

ટોલ્સ્ટૉયની આવી બીજી ધર્મકથાઓ પણ છે. ઇશ્વરેચ્છા તો તેનો દ્વિતીય આ ગ્રન્થાવલિમાં સંગ્રહ આવતી સાલ આપી શકાશે.

ભાવનગર
પોસ સુ. ૧૫, '૮૮ } વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

# અનુક્રમણિકા

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | છેલ્લેથી ૩ | રહે છે | રહી છે |
| ૧૬ | ૧૩ | ઠોવકી | ઠાવકી |
| ૩૨ | છેલ્લી | તે | ને |
| ૭૧ | છેલ્લેથી ૪ | સુતરનો | સુતારનો |
| ૧૧૭ | ૯ | ઊભો | ઊભાં |
| ,, | ૧૫ | પડ | પડી |
| ૧૨૮ | છેલ્લી | ( રચ્યા સાલ ) | ૧૮૮૬ |
| ૧૩૩ | છેલ્લેથી ૨ | કહી | કરી |
| ૧૩૫ | છેલ્લી | (રચ્યા સાલ) | ૧૯૦૩ |
| ૧૪૫ | ૧૩ | બધુંએ | બધું એ |
| ૧૬૬ | ૧૧ | વાવતાં તે | વાવતાં ને |
| ૧૮૨ | ૧૬ | હયાફાટ | હૈયાફાટ |
| ,, | ૨૧ | છતાં | તથા |
| ૨૧૫ | ૭ | બીચારો ખાવા | બીચારો થાક ખાવા |

'અમે અમારા માનવબંધુઓ ઉપર પ્રેમ રાખીએ છીએ, એટલે અમે મૃત્યુમાંથી અમૃતમાં આવ્યા છીએ એ અમે જાણીએ છીએ. જે પ્રેમ રાખતો નથી તે મૃત્યુમાં પડયો રહે છે.'—સન્ત જોન ૩, ૧૪

'જે કોઇની પાસે સંસારની સમૃદ્ધિ હોય, ને જે પોતાના માનવબંધુની જરૂર કે તંગી જોતો હોય છતાં એના તરફનાં અનુકંપાનાં દ્વાર જે વાસી દેતો હોય તેના ઉપર પ્રભુનો પ્રેમ શી રીતે ટકી રહે ? મારાં છોટાં બચ્ચાંઓ, આપણે પ્રેમ રાખવો તે માત્ર શબ્દથી નહિ તેમ જીભના ટેરવાનો પણ નહિ; પણ આપણે તો કૃતિથી અને સાચો એવો જ પ્રેમ રાખવો.'—સદર ૩, ૧૭–૮

'પ્રેમ એ પ્રભુપ્રેરિત ભાવ છે; અને જે પ્રેમ રાખે છે તે પ્રભુથી પેદા થએલો છે, અને પ્રભુને પિછાને છે. જે પ્રેમ રાખતો નથી તે પ્રભુને પિછાનતો નથી, કેમકે પ્રભુ પ્રેમ જ છે.'—સદર ૪, ૭–૮

'કોઈએ પ્રભુને કોઈ દહાડો દીઠા નથી; પણ જો આપણે એકબીજા પર પ્રેમ રાખીએ તો પ્રભુ આપણામાં વાસ વસે છે.'

—સદર ૪, ૧૨

'પ્રભુ પ્રેમરૂપ છે; એટલે જે પ્રેમમાં નિમગ્ન રહે છે તે પ્રભુમાં નિમગ્ન રહે છે. અને પ્રભુ એનામાં નિવાસ કરે છે.'—સદર ૪, ૧૬

'મને પ્રભુ પર પ્રેમ છે એમ કહેનાર મનુષ્ય જો પોતાના માનવબંધુનો તિરસ્કાર કરતો હોય તો એવા મનુષ્યને જૂઠો સમજવો; કેમકે જે મનુષ્ય પોતે જેને પ્રત્યક્ષ જોતો હોય એવા પોતાના માનવબંધુ પર પ્રેમ ન રાખતો હોય તે પોતે જેને પ્રત્યક્ષ નથી જોયા એવા પ્રભુ પર તો ક્યાંથી જ પ્રેમ રાખી શકે ?'—સદર ૪, ૨૦

સાઇમન નામે એક મોચી હતો. એને ઘરનું ઘર કે ખેતર કંઈ હતું નહિ, એટલે કોઈ ખેડૂતના ઝૂંપડામાં એ પોતાનાં બૈરીછોકરાં સાથે પડ્યો રહેતો, અને જોડા સીવવાનો ધંધો કરી ગુજારો કરતો. કામની સોંઘારત હતી, પણ અનાજની મોંઘારત હતી; એટલે એ જે કમાતો તે ખાધાખરચમાં ચાલ્યું જતું. એ બાઇડી ભાઇડા વચ્ચે શિયાળામાં પહેરવાનો ચામડાનો એક જ ડગલો હતો, અને તે પણ ફાટીને ચીંથરેહાલ થઈ ગયો હતો. છતાં નવો ડગલો કરવા માટે ઘેટાનું ચામડું ખરીદવાનો વિચાર કરતાં કરતાં એક વરસ વીતી ગયું હતું અને આ બીજું વરસ ચાલતું હતું. એટલે શિયાળો આવે એ અગાઉ સાઇમને એક નાનકડી રકમ બચાવી એકઠી કરીઃ એની બૈરીના પટારામાં ત્રણ રૂબલની એક નોટ સંઘરી રાખેલી પડી હતી; અને પાંચ રૂબલ ને વીસ કોપેક[1]ની એને ગામમાં ઘરાકો પાસે ઉઘરાણી હતી.

---

૧. સો કોપેકનો એક રૂબલ. રૂબલની કિંમત ફરતી રહે છે; પણ લગભગ આપણા દોઢ પોણાબે રૂપિયા બરાબર એ ગણીએ તો ચાલે.

એટલે એક દિવસ સવારે ઘેટાનું ચામડું ખરીદવા એણે ગામ જવાની તૈયારી કરી. પોતાના પહેરણ ઉપર એણે પોતાની બૈરીની રૂએલ બંડી ચડાવી અને એના ઉપર પોતાનો સુતરાઉ ડગલો પહેર્યો. પેલી ત્રણ રૂબલની નોટ એણે ખીસામાં નાખી, જ્યેષ્ટિકા તરીકે હાથમાં રાખવા એક સોટી કાપી લાવ્યો, અને શિરાવી કારવીને એ ઘેરથી નીકળ્યો. 'માગણા છે એ પાંચ રૂબલ આપણે વસૂલ કરી લઇશું' એણે માર્ગમાં વિચાર કરવા માંડ્યો, 'એમાં આ આપણી પાસે છે તે ત્રણ રૂબલ ઉમેરશું, ને એટલામાં શિયાળામાં પહેરવાના ડગલા માટે જોઇએ તેટલું ઘેટાનું ચામડું મળી રહેશે.'

ગામમાં આવી એ એક ખેડૂતને ત્યાં ગયો, પણ તે ઘેર નહોતો. ખેડૂતની બૈરી હતી, પણ તેણે પૈસા આપ્યા નહિ, ને અઠવાડિયા પછી આપવાનો વાયદો કર્યો. ત્યાંથી સાઇમન બીજા ખેડૂતને ઘેર ગયો, પણ એણે સોગંદ ખાઇને કહ્યું કે 'મારી પાસે પૈસા નથી' અને સાઇમને સાંધી આપેલી એક જોડના મહેનતાણાના દેણા હતા તે વીસ કોપેક જ એણે આપ્યા. આથી સાઇમને ચામડું ઉધાર લેવાની તજવીજ કરી, પણ વેપારીને એનો વિશ્વાસ આવ્યો નહિ.

'એક વાર પૈસા લઈ આવ' એણે કહ્યું, 'પછી મનપસંદ ચામડું તું તારે લઇ જજે. બાકી માગણું પતાવવામાં કેટલી માથાકૂટ છે એની અમને બરાબર ખબર છે.'

એટલે કરી કરીને સાઇમન કામ ત્યારે એટલું જ કરી શક્યો કે પોતે સાંધી આપેલ પગરખાંના વીસ કોપેક એણે હાથ કર્યા અને એક ખેડૂતે ચામડાનું તળિયું નાખવા આપ્યા તે ઊનના જોડા એણે લીધા.

સાઇમન ઉત્સાહભંગ થઇ ગયો. પેલા વીસ કોપેકનો એણે વોડકા[1] પીધો, અને ચામડું ખરીદ્યા વિના એ ઘર ભણી પાછો વળ્યો. સવારમાં એને ઝાકળની ઠંડી લાગેલી, પણ અત્યારે વોડકા પીધો એટલે ચામડાનો ડગલો નહોતો પહેર્યો તોયે એનું શરીર હૂંફભર્યું લાગ્યું. એક હાથે થીજી ગએલી જમીન ઉપર લાકડી ઠોકતો ઠોકતો, બીજે હાથે બનાતના જોડા આમતેમ ફેરવતો ફેરવતો અને સ્વગત સંભાષણ કરતો કરતો એ શ્રમપૂર્વક પોતાનો રસ્તો કાપવા લાગ્યો.

'આ ચામડાનો ડગલો નથી પહેર્યો' એણે મનમાં બોલવા માંડ્યું, 'તોય કાયા મજાની હૂંફાળી છે. છાંટોક પીધો કે ટપ લોહી રગેરગમાં ઝપાટાબંધ દોડવા માંડ્યું. આપણે ચામડાના ડગલાને શું કરવો છે? હું તો મારે આ ચાલ્યો. વળી એની બધી પંચાત કોણ કરે? એવી માથાકૂટ કરે એ બીજા, આપણે નહિ. આપણને એટલી બધી શી પરવા? આ ચામડાના ડગલા વિના વરસ કાઢી નાખશું. એના વિના કંઇ અડચું રહેવાનું હતું? પણ, ઘરવાળી ધૂંઆપૂંઆં થવાની ખરી, હો. ને વાત ખરીય છે. આજે થયું છે ય શરમાવા જેવું. વૈતરું કરી કરીને મરી ગયા તોય પૈસા તો મળ્યા નહિ. પણ એલા, આ વખતે જો પૈસા ન આપ્યા ને તો જોજે તારા હાલ થાય તે. તારી છાલ જ ઉખેડી નાખું, ઓળખે છ તું મને? ને પેલા બીજાએ શું કર્યું? ભાઇએ આપ્યા વીસ કોપેક! વીસ કોપેકમાં શું વળે? આ ઢીંચ્યો વોડકા, બીજું શું થાય પણ? "હમણાં હાથ બહુ ભીડમાં છે" ભાઇ બોલ્યા! તે હશે ય ખરો, પણ પછી મારું શું? તારે તો એલા, ઘરબાર છે,

---

૧. રશિયામાં 'રાઇ' નામે જવની જાતનું અનાજ થાય છે; તેમાંથી તૈયાર કરેલો દારૂ. રશિયાનું સર્વસાધારણ જલદ પીણું એ જ.

ઢોરઢાંખર છે, ને બધુંય છે; પણ હું તો આ ઊભો એવો સાવ ખાલી પંડોપંડ છું. તારે તો ખેતરના દાણા આવે છ, પણ મારે તો કણેકણનાં નાણાં જોડવાં પડે છ. કોશીશ કરી કરીને ભલેને મરી જાઉં, પણ તોય દર અઠવાડિયે ત્રણ રૂબલ તો દાણામાં જ જોઇએ છ. આ આજે જ ઘરમાં પગ મૂકીશ ત્યાં તો દાણા બધા ખલાસ થઈ ગયા હશે, ને દોઢ રૂબલ ક્યાંકથી પેદા કરવો પડશે. માટે એલા, માગણું છે એ દઇ દે, એમ આડીઅવળી વાત કરીશ એ નહિ ચાલે, હા.'

એટલામાં એ રસ્તો વળાંક લેતો હતો ત્યાં એક દેવળ હતું તેની લગભગ નજીક એ આવી પહોંચ્યો. ત્યાં આવી ઊંચે જોતાં દેવળ પાછળ કંઇક ધોળુંધોળું એના જોવામાં આવ્યું. દિવસ આથમી ગયો હતો અને અંધારું થવા માંડ્યું હતું, તેથી એ વસ્તુ તરફ મોચી એમ ને એમ એકીટશે જોઇ રહ્યો; છતાં એ શું હશે તે એ કળી શક્યો નહિ. 'અહીં ધોળો પથરો તો પહેલાં નો'તો. ત્યારે શું એ આખલો ઊભો હશે? ના, ના, આખલા જેવું તો નથી લાગતું. એનું માથું તો માણસ જેવું છે, પણ માણસ કંઈ આટલું બધું ધોળું હોય નહિ. ને માણસ ત્યાં રહીને કરેય શું?'

એ વિશેષ નિકટ આવ્યો, એટલે તે વસ્તુ સ્પષ્ટ દેખાવા લાગી. ખરેખર તે માણસ જ હતો; એ જોઈ એને આશ્ચર્ય થયું. જીવતો કે મુએલો એ તો કોણ જાણે, પણ દેવળને અઢેલીને નગ્ન દશામાં તે નિશ્ચેષ્ટ બેઠો હતો. તેને જોઇને મોચીને મનમાં ફાળ પડી, અને એને વિચાર આવ્યો: 'કોઇએ આનો જાન લીધો છે, એના અંગ ઉપરથી બધું ઉઠાવી ગયા છે, ને અહીં મેલતા ગયા છે. એવા લપમાં પડવું નહિ, નહિ તો ક્યાંક આફત આવી પડે.'

એમ કરીને મોચી તો આગળ ચાલતો થયો. દેવળના આગલા ભાગની બાજૂમાં થઇને એ ચાલ્યો, એટલે તે માણસને એ દેખી શકયો નહિ. થોડે રસ્તે ગયા પછી એણે પાછું વાળી જોયું તો એને લાગ્યું, કે તે માણસ એ વખતે દેવળને અઢેલીને નહોતો બેઠો, પણ જાણે એના ભણી જોતો હોય એવી રીતે મોં ફેરવતો હતો. એટલે તો મોચીના મનમાં અગાઉ કરતાં પણ વિશેષ બીક લાગી, ને એને થયું: 'શું કરવું? પાછો વળીને જાઉં તેની પાસે? કે ચાલવા જ માંડું આગળ? જો પાસે ગયો તો કંઇક ભૂંડું થવાનું! એ કોણ ને કેવો આદમી છે એ કોણ જાણે છે? આ અહીં પડયો છે એમાં કંઈ સારાવાટ નહિ હોય. પાસે જાઉં ને કયાંક ગળું જ દબાવી દે તો પછી કેમ છૂટવું? ને ગળું ન દબાવે તો ય એવું માણસ ભારરૂપ જ થઇ પડે. એવા નાગાપૂગા માણસને હું શું કરું? આ સમ ખાવા આટલાં લૂગડાં રહ્યાં છે એ તો કંઇ તેને થોડાં જ પહેરાવાય? એટલે ભલું કરે ભગવાન કે અહીંથી ઝટ ઘરભેગા જ થઇ જઇએ.'

એટલે દેવળ પાછળ રહી ગયું ને મોચીએ તો ઉતાવળે ઉતાવળે ચાલવા માંડયું. પણ એવામાં એનું અંતર એકાએક ચટકા ભરવા લાગ્યું ને એ રસ્તામાં અટકી પડયો.

'એલા સાઇમનિયા, આ શું કર છ?' એ સ્વગત બોલ્યો. 'એ બાપડો ભૂંડે હાલે મરતો હશે, ને તું તો ભડકીને ભાગ્યો જા છ. કંઈ મોટો લખેશરી થઈ ગયો તે આમ વાટપાડુથી બીવા લાગ્યો? લાજ, એલા સાઇમનિયા; લાજ કંઇક.'

આ વિચારે એ પાછો ફર્યો ને પેલા માણસ પાસે ગયો.

## ૨

સાઈમન તે અપરિચિત પુરુષની નજીક ગયો, ને તેની સામે જોયું. નજરે જોતાં એને લાગ્યું કે તે તંદુરસ્ત શરીરનો જુવાન માણસ હતો, અને તેના અંગ ઉપર ઉઝરડા કે એવી કશી બીજી મારામારીની નિશાની ન હતી. પાસે આવતા સાઈમન ઉપર નજર સરખી નાખ્યા વિના અઢેલીને તે બેઠો હતો, એટલે જાણે આંખો ઊંચી કરી જોવાની પણ તેનામાં તાકાત ન હોય અને ટાઢથી તે ઠરી ગયો હોય ને છળી ઊઠયો હોય એવું લાગતું હતું. સાઇમન તેની છેક પાસે ગયો ત્યારે તે માણસ કંઇક જાગ્રત થતો હોય એવું લાગ્યું. પોતાનું મોઢું ફેરવીને તેણે આંખો ઉઘાડી અને સાઈમનના ચહેરા ઉપર નજર નાખી. આ એક નજરમાત્રથી સાઇમનને તેના પર અનિવાર્ય પ્રેમ આવ્યો. બનાતના જોડા એણે ભોંય પર નાખી દીધા, કમરપટો છોડી નાખી તે જોડા પર મૂકયો, અને પોતાનો સુતરાઉ ડગલો કાઢી નાખ્યો.

'આ વાત કરવાનો વખત નથી' એ બોલ્યો, 'લે, લે, ભાઇ, આ ડગલો પહેરી લે, ઝટ ઝટ!' એમ કહીને સાઇમને તે માણસને કોણી આગળથી ઝાલીને મદદ કરી ઊભો કર્યો. તે જ્યારે ઊભો થયો ત્યારે સાઈમને જોયું કે તેનું શરીર સ્વચ્છ ને અક્ષત હતું. તેના હાથપગ ઘાટીલા હતા, અને તેનો ચહેરો રૂપાળો ને માયાળુ હતો. પોતાનો ડગલો એણે તેના ખભા પર નાખી દીધો, પણ તે માણસને એ પહેરવા જતાં એની બાંયો હાથ આવી નહિ. એટલે સાઇમને લઇને તેના હાથ બાંયમાં ભેરવ્યા,

ને ડગલો બરાબર સરખો કરીને તેના દેહ આસપાસ લપેટી દીધો અને તેની કેડે પેલો કમરબંધ બાંધી દીધો.

સાઇમને તો પોતાની ફાટીતૂટી ટોપી પણ લઇને આ માણસને માથે મૂકી, પણ ત્યાં તો પોતાને માથે ઠંડી લાગવા માંડી એટલે એને યાદ આવ્યું, 'પણ મારે માથે બધે ટાલ છે, ને આને માથે તો લાંબા વાંકડિયા વાળ છે.' એમ વિચારી એણે ટોપી પોતાને માથે પાછી મૂકી. 'એ કરતાં તો તેના પગમાં કંઇક પહેરાવ્યું હોય તો ઠીક,' એને વિચાર આવ્યો, એટલે પેલા માણસને નીચે બેસાડી મદદ કરી પેલા બનાતના જોડા પહેરાવ્યા ને પછી બોલ્યો, 'હં દોસ્ત, હવે માંડ ચાલવા એટલે જરા ગરમાવો આવશે. બીજું બધું પછી જોયું જાશે. કેમ ચલાશે ને?'

પેલો માણસ ઊભો થયો, માયાથી સાઇમન સામે જોઇ રહ્યો, પણ એક પણ શબ્દ બોલી શક્યો નહિ.

'બોલતો કેમ નથી?' સાઇમને પૂછ્યું. 'ઠંડી ભારે છે, એટલે અહીં ઊભા રહ્યા જેવું નથી. ચાલવા માંડીએ ઘર ભણી. હં, લે આ મારી લાકડી, ને નબળાઇ લાગે તો એને ટેકો દેતો જજે. માંડ ડગલાં ભરવા!'

પેલા માણસે ચાલવા માંડ્યું ને પાછળ પડ્યા વિના સહેલાઇથી માર્ગ કાપવા લાગ્યો.

રસ્તે પડ્યા એટલે સાઇમને તેને પૂછ્યું: 'ક્યાંથી આવે છ?'

'હું આ તરફનો નથી.'

'એ તો મેં ધાર્યું'તું જ. આંહીંના માણસને તો બધાને હું ઓળખું છ. ને ત્યાં દેવળ પાસે ક્યાંથી આવી ચડેલો?'

'મારાથી કહેવાય એમ નથી.' 30970

'કોઇ તને કનડતું'તું?'

'કનડતું કોઈ ન હતું. ભગવાને મને શિક્ષા કરી છે.'

'એ તો છે જ ને! બધે ભગવાનની આણ છે. પણ ક્યાંય જઈને ખાવાપીવાનું ને પડયા રહેવાનું મળે એવું ઠામ તો શોધવું જોશે ને? આમ ક્યાં જવાનો વિચાર રાખ્યો છે?'

'જ્યાં જાઉં ત્યાં મારે તો બધે સરખું જ છે.'

સાઇમનને નવાઇ લાગી. તે માણસ લફંગા જેવો નહોતો લાગતો, બોલતો હતો તે સભ્ય રીતે ને સાયાથી, છતાં પોતા વિશે બાતમી તે જરા પણ આપતો નહોતો. સાઇમને તો તોય મનનું સમાધાન કર્યું, 'કોને ખબર છે શું થયું હશે એની?' એટલે તે આગંતુકને એણે કહ્યું, 'ઠીક ત્યારે, મારી સાથે મારે ઘેર આવજે. ઘડી વાર બેસીને હૂંફાળો થાજે.'

એ રીતે સાઇમન ઘર ભણી ચાલતો રહ્યો, ને પેલો આગંતુક પણ એની પડખે જ ચાલતો ચાલતો એની સાથે જ રહ્યો. પવનનો સપાટો વધ્યો હતો ને સાઇમનના પહેરણ નીચે પહોંચી જતો હતો એટલે ટાઢ વાતી હતી. હવે એનો નશો ઊતરવા લાગ્યો હતો, એટલે ઠંડીનો અનુભવ થવા માંડયો હતો. તેથી પોતાની બૈરીનો ડગલો એ ખેંચી ખેંચીને શરીર ઉપર લપેટવા લાગ્યો, ને એને વિચાર આવ્યો, 'લ્યો, જોયું?—આ ચામડું લેવાની વાતો કરતા'તા. ગયો'તો ચામડું લેવા ને આ આવું છ ત્યારે મારો પંડનો ડગલોય મારા અંગ ઉપર નથી, અને વળી વધારામાં એક નાગા-પૂગાને સાથે લેતો આવ્યો છું. મત્રેનાને આવું કંઇ ગમશે નહિ.' આમ જ્યારે પોતાની બૈરીનો એને વિચાર આવ્યો ત્યારે એ ખિન્ન બની ગયો, પણ જ્યારે એણે પેલા આગંતુક તરફ જોયું, ને દેવળમાં તેણે પોતાના તરફ કેવી નજર નાખી હતી એ જ્યારે એને યાદ આવ્યું ત્યારે એનું ચિત્ત પ્રસન્ન થયું.

**સાઇમનની** સ્ત્રીએ તે દિવસે સઘળું ક્યારનું તૈયાર રાખ્યું હતું. એણે લાકડાં કાપી રાખ્યાં હતાં, પાણી ભરી લીધું હતું, છોકરાંને જમાડી દીધું હતું, પોતે પણ વાળુ કરી લીધું હતું, અને હવે વિચાર કરતી બેઠી હતી. એને વિચાર એ થતો હતો કે બીજો રોટલો હવે ક્યારે ઘડવો ?—અત્યારે કે કાલે ? હજુ રોટલાનો મોટો ટુકડો પડયો હતો.

'સાઇમનને જો શહેરમાં કોઇકને ત્યાં કંઈક ખાવાનું મળી ગયું હશે,' એના મનમાં વિચાર આવ્યો 'અને વાળુ વખતે જો ઝાઝું નહિ ખાય, તો રોટલો હજી એક દહાડો ચાલશે.'

એણે પેલો રોટલાનો ટુકડો પોતાના હાથમાં ફરી ફરીને જોખી જોયો, અને વિચાર કર્યો: 'આજ તો હું બીજો રોટલો કંઇ નથી કરતી. એક વખત રંધાય એટલો જ માંડ લોટ છે. એ લોટ જેમ તેમ કરીને શુક્રવાર સુધી તો પહોંચાડવો જ જોઇએ.'

એમ વિચારીને મત્રેનાએ રોટલો મૂકી દીધો, અને ટેબલ આગળ બેસી પોતાના ધણીના પહેરણને થીગડું મારવા માંડયું. સાંધતાં સાંધતાં એને પોતાનો ધણી શિયાળામાં પહેરવાનો ડગલો બનાવવા ચામડું ખરીદતો હશે એ વિશે વિચાર આવવા લાગ્યા.

'વેપારી એને છેતરે નહિ તો પાડ. એ તો સાવ ભોળાભટ છે. કોઈ દી એ કોઇને છેતરતા નથી, પણ એને તો નાનું છોકરુંય છેતરી જાય. આઠ રૂબલ એ કંઇ ઓછા નથી. એટલા મૂલે તો મજાનો ડગલો મળી રહે. સારું કમાવેલું ચામડું તો એટલામાં

ક્યાંથી મળે, પણ ટાઢમાં પહેરાય એવો સરસ ડગલો થાય એવું તો મળી રહે. ગયે વરસ એક ગરમ ડગલો નો'તો તે કેવાં હેરાન હેરાન થઈ ગયાં'તાં ? મારે નદીએ જવું હોય કે ક્યાંક બહાર નીકળવું હોય તોય નીકળાતું નહિ. એ જ્યારે બહાર જાય ત્યારે ઘરમાં જેટલું પહેરવા જેવું હોય એટલું બધુંય પહેરતા જાય, એટલે મારે પહેરવા તો કંઇ રહેતું જ નહિ.—આજ બહુ વહેલા તો નો'તા નીકળ્યા, પણ અત્યાર સુધીમાં તો ક્યારના પાછા આવી જાય. કેમ નહિ આવ્યા હોય ? ક્યાંક દારૂની મોજ માણવા તો નહિ પહોંચી ગયા હોય ને ? '

મત્રેનાના મનમાં વિચાર હજી આવ્યો ન આવ્યો એટલામાં તો ખડકીમાં ઊંબર આગળ કોઈનાં પગલાં સંભળાયાં અને કોઇક અંદર પણ પેઠું. મત્રેના સોય પહેરણમાં ભરાવી બારણા આગળ ગઇ. ત્યાં એણે બે આદમી દીઠા. એક તો **સાઇમન** હતો, અને એની સાથે બીજો માણસ હતો તે ઉઘાડે માથે હતો ને પગમાં તેણે બનાતના જોડા પહેર્યા હતા.

ધણીના મોઢામાંથી શરાબની બો આવતી હતી તે મત્રેના તરત કળી ગઇ. ' જોયું ? ઢીંચવા જ ઊપડેલા ' એ મનમાં બોલી. વળી એણે જોયું કે એના અંગ ઉપર ડગલો નહોતો, પોતાની આપેલી બંડી જ હતી. હાથમાં કંઇ જણાતું નહોતું, ને જાણે ભોંઠો પડ્યો હોય ને શરમાતો હોય એમ મૂંગો ઊભો હતો. આ જોઇને મત્રેનાનું હૈયું નિરાશાથી ભગ્ન થઇ ગયું. ' એણે તો પૈસા બધા દારૂમાં ઉડાડી મૂક્યા ' એ સ્વગત બોલી. ' ને ભાઇશા'બ કોઇ રખડુ સેગા લે'ર મારવા ગએલા, તે એને પાછા સાથે લેતા આવ્યા છે. '

એ બન્ને જણ ઘરમાં દાખલ થયા એટલે મત્રેના એમની પાછળ પાછળ આવી. પેલા આગંતુક ભણી જોયું તો એને જણાયું

કે તે જુવાન એકવડા બાંધાનો પુરુષ હતો ને પોતાના ધણીનો ડગલો તેણે પહેર્યો હતો. તેના શરીર પર ડગલા નીચે પહેરણ જેવું કંઇ દેખાતું નહોતું, તેમ તેને માથે ટોપી પણ નહોતી. ઘરમાં દાખલ થઇને પણ તે કશા હલનચલન વિના ને આંખ ઊંચી કર્યા વિના શાંત નિશ્ચેષ્ટ ઊભો હતો, એટલે મત્રેનાને થયું કે 'કોઇ લબાડ માણસ હશે—નહિ તો આવો હેબતાઇ શાનો જાય?'

મત્રેનાએ ભત્વાં ચડાવ્યાં અને હવે એ બન્ને શું કરે છે, એ જોતી ભઠ્ઠીની બાજૂમાં ઊભી રહી.

સાઇમને માથેથી ટોપી કાઢી નાખી અને જાણે કશું બન્યું ન હોય એમ પાટલી ઉપર બેઠો.

'મત્રેના, વાળુ થયું હોય તો લાવ.'

મત્રેના મનમાં કંઇક બબડી અને જરાએ ખસ્યા વિના ભઠ્ઠી આગળ ઊભી હતી તેમની તેમ ઊભી રહી. એ બન્ને તરફ એણે વારાફરતી નજર નાખીને માથું ધુણાવ્યું. એટલે સાઇમન સમજી ગયો કે એની બૈરી ખિજાઇ છે, પણ એણે આંખ આડા કાન કર્યાં. પોતે જાણે કંઈ દેખતો સમજતો જ ન હોય એવો ડોળ રાખીને એણે પેલા આગંતુકનું બાવડું પકડયું.

'ભાઇ, બેસી જા' એણે કહ્યું. 'આપણે વાળુ કરી લઇએ.'

તે આગંતુક પાટલી પર બેઠો.

'અમારે વાસ્તે કંઇ રસોઇ નથી કરી?' સાઇમને પૂછ્યું.

મત્રેનાનો પિત્તો ઊછળી આવ્યો. 'રસોઇ તો કરી છે, પણ તમારે વાસ્તે નહિ. તમે તો દારૂ પીને અક્કલ પણ મૂકતા આવ્યા લાગો છો! ગયા'તા ચામડાનો ડગલો લેવા, ને આવ્યા ત્યારે તો પહેરીને ગયા'તા એ ડગલો પણ અંગ ઉપર નથી! ને ઓછામાં

પૂરા વળી કોઇ નવસ્ત્રા રખડુને ઘેર લેતા આવ્યા છો! તમારા જેવા દારૂડિયાને કોઇ વાળુ કરાવવાનું નથી.'

'હવે બહુ થયું. મત્રેના વગર સમજ્યે બડબડ કર મા. આદમીની જાતભાત તો પહેલાં પૂછ—'

'પણ પૈસાનું શું કર્યું એ તો પહેલાં ભસી નાખો.'

સાઇમને બંડીનું ખીસું શોધી કાઢયું, એમાંથી ત્રણ રૂબલની નોટ કાઢી, ને ઘડી ઉકેલી એ દેખાડી.

'આ રહ્યા પૈસા. ત્રિફેનોવે માગણા પૈસા ન આપ્યા, પણ હવે જલદી આપવાનો વાયદો કર્યો છે.'

મત્રેનાનો રોષ તો વળી વિશેષ વધ્યો, કેમકે સાઇમને એક તો ચામડું ન ખરીદ્યું, ને પોતાનો એકનો એક ડગલો કોઈ નવસ્ત્રા માણસને પહેરાવી દીધો અને વળી તેને ઘેર પણ લેતો આવ્યો.

ટેબલ પરની નોટ ઉપર એણે તરાપ મારી, એ ઠેવકી મૂકવા એણે ઉપાડી લીધી, અને પછી બોલી: 'તમને કોઇ વાળુ કરાવવાનું નથી. દુનિયાના બધા નાગા દારૂડિયાને જમાડવાની આપણી ગુંજાશ નથી.'

'રાખ હવે, મત્રેના, જીભ જરા સખની તો રાખ. સામા ધણીની વાત તો પૂરી સાંભળ—'

'બેવકૂફ દારૂડિયા પાસેથી શી શાણી વાત સાંભળવાની હતી! તમારા જેવા દારૂડિયાને પરણવાને મારી નામરજી હતી તે વાજબી જ હતી. મારી માએ જે કપડાં આપેલાં તે બધાં વટાવી વટાવીને તમે દારૂ પીધો, ને હવે ડગલો લેવા ગયા ત્યારે એનો ય દારૂ પીધો!'

પોતે ફક્ત વીસ કોપેક જ વાપરેલા એ પોતાની બૈરીને સમજાવવા સાઇમને ઘણી કોશીશ કરી, તેમ પેલા માણસનો પોતાને કેવી રીતે ભેટો થએલો એ જણાવવા પણ એણે યત્ન કર્યો,

પણ સત્રેના તો એને એક શબ્દ પણ પૂરો બોલવા દેતી નહોતી. એ બાર વેણ બોલે તો એની બૈરી વીસ બોલતી ને દસ વરસના ઉપરના બનાવો વાતમાં ખેંચી આણતી.

મત્રેનાએ તો એમ ને એમ બોલ બોલ કર્યા જ કર્યું, ને આખરે સાઇમન તરફ ધસી તેણે એની બાંય પકડી.

'મારી બંડી લાવ. મારે એ એક જ બંડી છે તોય મારી પાસેથી લઈને તું પહેરી ગયો ! અહીં ને અહીં આપી દે, સડેલ કુત્તા, ને પછી જા અહીંથી તારું કાળું કર.'

સાઇમને એ બંડી જોરથી ખેંચીને કાઢવા માંડી એટલામાં મત્રેનાએ એ તાણી એટલે એના ટેભા ઊતરડાયા. તેણે એ એના શરીર ઉપરથી ઝૂંટ મારીને લઈ લીધી, ને પોતાના માથાં પર એ મૂકી બારણા ભણી ગઈ. એનો ઇરાદો ઘર બહાર જવાનો હતો, પણ અનિશ્ચિત દશામાં એ અટકી—કેમકે પોતાનો બધો ગુસ્સો ઠાલવી કાઢવાની એની ઇચ્છા હતી તેની સાથે પેલો અપરિચિત પુરુષ કેવા પ્રકારનો માણસ છે એ જાણવાની પણ એની ઇચ્છા હતી.

## ૪

**મત્રેના** અટકીને બોલી: 'જો એ કોઇ આબરૂદાર માણસ હોય તો આમ નવસ્ત્રો ન હોય. એના અંગ ઉપર તો પહેરણે નથી. જો એનામાં કંઇ કહેવાપણું ન હોત તો તો એનો તમને ક્યાં ભેટો થએલો એ તમે જ કહ્યું હોત.'

'તે હું એ જ કહેવા જાઉં છું ને' સાઇમન બોલ્યો. 'હું દેવળ કને આવ્યો ત્યાં મેં એને ઠંડોગાર થઈને સાવ નવસ્ત્રો બેઠેલો જોયો. હવે આ કંઈ નવસ્ત્રા બેસવા જેવી રત છે? એ તો સારું થયું તે ભગવાને મને એની કને મોકલ્યો; નહિ તો એના તો

રામ રમી ગયા હોત. ને એની કને ગયા પછી મારે શું કરવું? એના ઉપર શું શું ગુજર્યું હશે એ આપણને કેમ માલમ પડે? એટલે મેં તો એને ઉપાડયો, એને કપડાં પહેરાવ્યાં ને મારી સાથે લીધો; એટલે આવડો બધો મિજાજ કરતી નહિ, મત્રેના, એ તો પાપ કહેવાય. આપણે બધાંએ એક દહાડો મરવાનાં છીએ, એ ભૂલવું નહિ.'

રોષભર્યા શબ્દ મત્રેનાના ઓઠ સુધી આવી ગયા, પણ એ અભ્યાગત ઉપર તેની નજર પડી એટલે તે શાન્ત રહી. પાટલીની કોર ઉપર એ નિશ્ચેષ્ટ બેઠો હતો, એના હાથ એના ઢીંચણની આસપાસ ભીડેલા હતા. એનું માથું છાતી ઉપર નમી પડયું હતું, એની આંખો બંધ હતી, અને જાણે પીડાને લીધે હોય તેમ એનાં ભવાં સંકોચાએલાં હતાં. 'મત્રેના, જરાક તો પ્રભુપ્રીત રાખ.'

આ શબ્દ કાને પડયા તેવી જ તેણે પેલા અભ્યાગત ભણી નજર નાખી ને તરત તેનું હૃદય એના માટે દ્રવવા લાગ્યું. બારણા પાસેથી તે પાછી ફરી ને ભઠ્ઠી નજીક જઇ વાળુ પીરસવા માંડયું. ટેબલ ઉપર જામ મૂકી એમાં તેણે થોડો કવાસ[1] રેડયો, પછી તેણે રોટલાનો શેષ કકડો કાઢયો અને એક છરી તથા ચમચા ગોઠવ્યા.

'લ્યો, ખાવું હોય તો ખાવ,' તેણે કહ્યું.

સાઇમને પેલા અભ્યાગતને ટેબલ તરફ ખેંચ્યો.

'આવ, જવાન, અહીં બેસ' એ બોલ્યો.

સાઇમને રોટલાના કકડા કર્યા, એનો ગોર શેરવામાં નાખ્યો, અને પછી બન્નેએ ખાવા માંડયું. મત્રેના પોતાના હાથ પર માથું ટેકવી એ અભ્યાગત ભણી જોતી ટેબલના ખૂણા આગળ બેઠી.

---

૧ એક જાતનું પેય. તે 'રાઇ' નામે રશિયન અનાજમાંથી બનાવાય છે અને કેફ વિનાનું હોય છે.

એટલે તો મત્રેના એ અભ્યાગતને માટે દયાભાવથી આર્દ્ર બની ગઈ, અને એના ભણી પ્રેમભાવ સ્ફુરવા લાગ્યો. અને પછી એ અભ્યાગતનો ચહેરો પણ તેજથી ઉજ્જવળ બની ગયો. એનાં ભવાં હવે સંકોચાએલાં નહોતાં. પોતાની આંખ એણે ઊંચી કરી અને મત્રેનાને જોઈ સ્મિત કર્યું.

એ બન્ને જ્યારે વાળુ કરી રહ્યા ત્યારે તે બાઈએ બધું સાફ કરી નાખ્યું અને એ આગંતુકને સવાલ પૂછવા માંડયા: 'ક્યાંથી આવે છ ?' તે બોલી.

'હું આ તરફનો નથી.'

'ત્યાં વાટ આગળ કેમ કરતાં આવી ચડેલો ?'

'મારાથી કહેવાય એમ નથી.'

'તને કોઈએ લૂંટી લીધેલો ?'

'ભગવાને મને શિક્ષા કરેલી.'

'ને ત્યાં ઉઘાડો પડયો'તો ?'

'હા, ઉઘાડો ને ટાઢે શિંગડું થઈ ગએલો. સાઈમને મને જોયો ને મારા પર દયા આણી. એણે પોતાનો ડગલો કાઢી મને પહેરાવ્યો ને અહીં આણ્યો. ને તમે મને ખાવાપીવા આપ્યું ને મારા ભણી માયાની નજરે જોયું. ભગવાન તમારું ભલું કરશે !'

મત્રેના ઊભી થઇ, પોતે થીગડું દેતી હતી તે સાઇમનનું પહેરણ બારી પરથી લીધું, અને એ આગંતુકને આપ્યું. એને પહેરવા એક ચોરણી પણ તે લઈ આવી.

'લે' તે બોલી, 'તારા શરીર પર તો પહેરણ પણ જણાતું

નથી. આ પહેરી લે, ને ઉપર માળિયામાં કે અહીં ભઠ્ઠી[1] પર જ્યાં સૂવું હોય ત્યાં સૂઇ રહે.'

એ આગંતુકે ડગલો કાઢી પહેરણ પહેરી લીધું અને માળિયામાં સૂતો. મત્રેનાએ દીવો હોલવી નાખ્યો, ડગલો લીધો અને ભઠ્ઠી પર પોતાનો ધણી સૂતો હતો ત્યાં ચડી ગઇ.

મત્રેનાએ ડગલાની ચાળ પોતાની આસપાસ લપેટી, પણ તેને ઊંઘ આવી નહિ. પેલા આગંતુક વિશેના વિચાર તેના મનમાંથી નીકળતા નહોતા.

પોતાનો રહ્યોસહ્યો રોટલો એ ખાઇ ગયો હતો એટલે આવતી કાલ માટે હવે જરાએ રહ્યો નહોતો એ વાત જ્યારે તેને યાદ આવી અને પોતે એને પહેરણ ને ચોરણી આપી દીધેલાં એનો વિચાર જ્યારે તેને આવ્યો, ત્યારે તેને ખેદ થવા લાગ્યો. પણ એનું સ્મિત જ્યારે તેને યાદ આવ્યું ત્યારે તેનું હૃદય પ્રસન્ન થયું.

ઘણી વાર સુધી મત્રેના એમ ને એમ જાગતી પડી રહી. તેણે જોયું કે સાઇમન પણ એ જ રીતે જાગતો પડ્યો હતો. એણે ડગલો પોતાના તરફ ખેંચ્યો.

'સાઇમન!'

'કાં?'

'હતો એટલો રોટલો તમે ખાઇ ગયા. ને બીજો મેં બનાવેલો નથી. હવે કાલે શું કરશું એ સૂઝતું નથી. મને લાગે છે પડોશણ માર્થા પાસેથી થોડો ઉછીનો માગવો પડશે.'

---

૧ રશિયન ખેડૂતના ઘરની ભઠ્ઠી એવી હોય છે કે એનો ઉપલો ભાગ સપાટ હોય છે ને માણસ સૂઇ રહે એવો મોટો હોય છે. એટલે જેમને ગરમી માટે ત્યાં સૂવાની ઇચ્છા હોય તે ભઠ્ઠી પર સૂઈ રહે છે.

'હવે જીવતાં હશું તો ખાવાનું તો મળી રહેશે કંઇક.'

બાઈ ઘડી વાર શાન્ત પડી રહી ને પછી પાછી બોલી: 'આદમી તો દાનસ્તો લાગે છે ને તોય પોતે કોણ છે એ કેમ નહિ કહેતો હોય?'

'મને લાગે છે કંઇક વાજબી કારણ હોવું જોઇએ.'

'**સાઇમન!**'

'કેમ?'

'આપણે તો આપીએ છીએ, તો આપણને કેમ કોઇ નહિ આપતું હોય?'

આનો શો ઉત્તર આપવો એ **સાઇમન**ને સૂઝયું નહિ. એટલે એ ફક્ત એટલું જ બોલ્યો: 'હવે વાતો પડતી મૂક.' આટલું બોલી એ પડખું ફેરવી ઊંઘી ગયો.

## ૫

**સવારમાં સાઇમન** ઊઠયો. છોકરાં હજુ ઊંઘતાં હતાં ને એની બૈરી પડોશણ પાસેથી રોટલો ઉછીનો લેવા ગઇ હતી. એકલો આગંતુક જૂનું પહેરણ ને ચોરણી પહેરી, પાટલી પર બેઠો હતો, અને ઊંચે નજર કરતો હતો. આગલા દિવસ કરતાં પણ આજે એનો ચહેરો વધુ તેજ કરતો હતો.

**સાઇમને** એને કહ્યું: 'વારું ભાઈ, જો, પેટનો ખાડો પૂરવા અન્ન જોઇએ છે ને કાયા ઢાંકવા વસ્ત્ર જોઈએ છે; એટલે ગુજારો કરવા માણસને કામ કરવું પડે છે. તને કયું કામ આવડે છે?'

'મને કંઈ કામ આવડતું નથી.'

સાઇમનને આથી નવાઇ લાગી, પણ એણે કહ્યું: 'જેને શીખવાની દાનત હોય તે ગમે તે શીખી શકે.'

'માણસો કામ કરે છે તેમ હુંય કરીશ.'

'તારું નામ શું?'

'માઇકલ.'

'વારું માઇકેલ, તારે તારી હકીકત ન કહેવી હોય તો કંઇ નહિ, એ તારી મુનસફીની વાત છે; પણ તારે તારું પેટિયું કાઢવા જાતે કામ તો કરવું પડશે. હું બતાવું એમ કામ કરીશ તો તને રોટલો ને આશરો બેય આપીશ.'

'ભગવાન તમારું ભલું કરે! હું શીખીશ. શું કરવું એ મને બતાવો.'

સાઇમને સૂતર લીધું, અંગૂઠા ઉપર વીંટાળ્યું ને એને વળ દેવા માંડયો.

'કંઇ અઘરું નથી,—જો, નજર રાખ.'

માઇકેલે નજર રાખી, એની પેઠે થોડું સૂતર પોતાના અંગૂઠા પર વીંટાળ્યું, ને બરાબર કળા આવડી ગઇ એટલે એને વળ પણ ચડાવ્યો.

પછી દોરાને કેમ મીણ પાવું તે સાઇમને એને બતાવ્યું. એટલે તેમાં પણ એ પાવરધો થઈ ગયો. પછી રૂંછડાં કેમ અંદર વણી લેવાં તે તથા કેમ સીવવું તે સાઈમને બતાવ્યું ને તે પણ માઇકેલે તરત ગ્રહણ કરી લીધું.

સાઈમને જે કંઇ બતાવ્યું તે એ તરત સમજી ગયો ને ત્રણ દિવસમાં તો એ એવું સરસ કામ કરવા લાગ્યો કે જાણે આખી જિંદગી એણે જોડા સીવવામાં જ કાઢી હોય. એ અવિરત કામ કરતો ને અલ્પ આહાર લેતો. કામ પૂરું થઈ જાય એટલે

એ ઊર્ધ્વ દૃષ્ટિ રાખી શાન્ત બેસતો. શેરીમાં એ જવલ્લે જ જતો, જરૂર હોય ત્યારે જ બોલતો, ને કદી ઠઠ્ઠામશ્કરી કરતો નહિ તેમ હસતો નહિ. મત્રેનાએ એમને બન્નેને વાળુ કરાવેલું તે પહેલી રાત સિવાય કોઈ વખત કોઈએ એના મુખ પર સ્મિત જોએલું નહિ.

૬

**દહાડા** ઉપર દહાડા ને અઠવાડિયાં પર અઠવાડિયાં જવા લાગ્યાં ને વરસ પૂરું થયું. તોએ **માઇકેલ** **સાઇમન** ભેગો જ રહેતો હતો ને કામ કરતો હતો. ચોતરફ એની ખ્યાતિ એવી ફેલાઇ કે લોકો કહેવા લાગ્યા કે **સાઇમન**ના માણસ **માઇકેલ** જેવા સફાઈદાર ને ટકાઉ જોડા કોઇ સીવતું નથી. આસપાસના બધા ભાગમાંથી જોડા સીવડાવવા સૌ **સાઇમન** આગળ જવા લાગ્યા ને એની સ્થિતિ પૈસે ટકે સુધરવા લાગી.

શિયાળામાં એક દિવસ **સાઇમન** ને **માઈકેલ** કામ કરતા બેઠા હતા એવામાં ત્રણ ઘોડા જોડેલી ને ઘંટડીનો અવાજ કરતી એક ગાડી એમના ઝૂંપડા આગળ આવી પહોંચી. એમણે બારીમાંથી જોયું તો ગાડી એમના બારણા આગળ જ અટકી. એક ફાંકડો નોકર આગલી બેઠક ઉપરથી કૂદી પડયો, ને નીચે ઊતરી તેણે ગાડીનું બારણું ઉઘાડયું. એટલે રૂંવાટીનો ડગલો પહેરેલો એક ગૃહસ્થ બહાર આવ્યો ને **સાઇમન**ના ઝૂંપડા તરફ ચાલવા લાગ્યો. આથી **મત્રેના**એ એકદમ દોડીને ખડકીનાં કમાડ ઉઘાડી નાખ્યાં. ઝૂંપડામાં દાખલ થતી વખતે એ ગૃહસ્થ નીચો નમ્યો અને જ્યારે એણે પાછી પોતાની અસલ ઊંચાઇ ધારણ કરી ત્યારે એનું માથું

લગભગ છતને અડકવા લાગ્યું ને ઓરડીનો એ ભાગ એનાથી ઠસોઠસ ભરાઈ ગએલો લાગ્યો.

સાઇમન ઊભો થયો, ને સલામ કરી એ ગૃહસ્થ ભણી દિઙ્મૂઢ બની જોઇ રહ્યો. આવો પુરુષ એણે કદી જોયો નહોતો. સાઇમન પોતે એકવડા બાંધાનો હતો, માઇકેલ પણ સૂકલકડી હતો, ને મત્રેના તો સાવ હાડપિંજર જેવી જ હતી. પણ આ માણસ તો જાણે કોઇ જુદી જ દુનિયાનો વાસી હોય એવો દેખાતો હતો. એનો ચહેરો લાલઘૂમ હતો, શરીર પ્રચંડ હતું, ગરદન આખલાના જેવી હતી અને એકંદર જાણે લોઢાનો જ ઘડયો હોય એવો લાગતો હતો.

એ ગૃહસ્થે નસ્કોરાં ફુલાવી શ્વાસ મૂકયો, પોતાનો રૂંવાટીનો ડગલો ફેંકી દીધો ને પછી પાટલી પર બેસી પૂછયું: 'તમારા બેમાં શેઠ કોણ?'

'જી હું, સાહેબ' આગળ આવી સાઇમને કહ્યું.

પછી એ ગૃહસ્થે પોતાના નોકર પોરિયાને બૂમ પાડી: 'અલ્યા ફેડકા, ચામડું લાવ!'

નોકર દોડી ગયો ને એક પડીકું લઇ આવ્યો. ગૃહસ્થે એ પડીકું લીધું ને ટેબલ પર મૂકયું.

'ખોલ એ' એણે કહ્યું. છોકરાએ એ ખુલ્લું કર્યું.

એ ગૃહસ્થે ચામડા તરફ આંગળી કરી.

'અલ્યા મોચી, આમ જો,' એ બોલ્યો 'આ ચામડું દેખ્યું?'

'જી હા, સાહેબ.'

'પણ એ કઇ જાતનું છે એ ખબર છે?'

સાઇમને ચામડા પર હાથ ફેરવી જોયો ને કહ્યું: 'સરસ ચામડું છે.'

'સરસ! જો બોલ્યો! અલ્યા અક્કલના બારદાન, આવું ચામડું તેં જિંદગી આખીમાં જોયું નહિ હોય. એ તો જર્મન છે, ને એના બાર રૂબલ બેઠેલા.'

સાઈમન ભડકી ઊઠ્યો ને બોલ્યોઃ 'એવું ચામડું હું ક્યાંથી જોઉં?'

'હં, બરાબર. હવે, એના તું મારે માટે બૂટ બનાવી શકીશ?'

'જી હા, નામદાર, બનાવી શકીશ.'

એટલે એ ગૃહસ્થ એના પ્રત્યે ગાજી ઊઠ્યોઃ 'તું બનાવી શકીશ, તું? વારું, કોને માટે એ બનાવવાના છે ને કઇ જાતનું એ ચામડું છે એ ધ્યાનમાં રાખજે. તારે મારે માટે એવા બૂટ બનાવવાના છે કે એ જરાએ વાંકાચૂંકા થયા વિના કે એનો ટેભો તૂટ્યા વિના બરાબર એક વરસ ચાલે. જો એવા બનાવી શકે તો લે આ ચામડું ને વેતર એ. પણ જો ન બનાવી શકે એમ હો તો ચોખ્ખું બોલી નાખજે. અલ્યા, તને અત્યારથી ચેતવણી આપું છું, કે વરસ પૂરું થયા પહેલાં તારા બૂટ જો જરાએ વાંકાચૂંકા થયા કે એનો એક પણ ટેભો તૂટ્યો તો તને કેદમાં જ નાખવાનો. ને એ વરસ સુધી જો નહિ તૂટે ને વાંકાચૂંકા નહિ થાય, તો તારી મહેનતના તને હું દશ રૂબલ આપવાનો.'

સાઈમન તો હેબતાઈ જ ગયો હતો એટલે શો ઉત્તર વાળવો તેની એને સમજ નહોતી પડતી. એણે માઇકેલ તરફ દૃષ્ટિ કરી ને તેને જરાક કોણી મારી ધીમેથી પૂછ્યુંઃ 'લઉં આ કામ?'

'હા, લ્યો' એમ જાણે કહેતો હોય એમ માઇકેલે પોતાનું માથું હલાવ્યું.

માઇકેલની સૂચનાને અનુસરી એક વરસ સુધી વાંકાચૂંકા ન થાય કે ટેભો પણ ન તૂટે એવા બૂટ બનાવવાનું સાઈમને માથે લીધું.

નોકરને હાક મારી બોલાવી પોતાના ડાબા પગમાંથી એ ગૃહસ્થે જોડો કઢાવી નાખ્યો અને પછી એ પગ આગળ ધર્યો.

'મારું પરમાણું લઇ લે,' એણે કહ્યું.

સાઇમને સત્તર ઇંચ લંબાઇનું એક કાગળનું માપ લીધું, એને બરાબર સરખું કર્યું, પોતે નીચો નમ્યો, એ ગૃહસ્થનું મોજું ન બગડે એટલા માટે પોતાના હાથ કપડે લૂછી બરાબર સાફ કર્યા ને પછી પરમાણું લેવા માંડ્યું. એણે તળિયાનું માપ લીધું, પછી પગની પાટલીના ઊંચા ભાગનું માપ લીધું, ને પગની પિંડીનું માપ લેવા ગયો ત્યાં તો કાગળ ટૂંકો પડયો. એની પિંડી તો મોટા મોભ જેવી જાડી હતી.

'અલ્યા, જોજે હો, પિંડી આગળ ભીંસાય એવું કરતો નહિ.'

સાઇમને કાગળનો બીજો ટુકડો લઈ એને આગલા સાથે સંધાડ્યો. ઝૂંપડામાંનાં માણસો તરફ જોતાં જોતાં એ ગૃહસ્થે મોજામાંનાં પોતાનાં આંગળાં આમ તેમ મચકોડ્યાં, ને એમ મચકોડતાં માઇકેલ તરફ એનું ધ્યાન ગયું.

'આ કોને રાખ્યો છે?' એણે પૂછ્યું.

'એ મારો માણસ છે. બૂટ એ સીવશે.'

'જોજે,' એ ગૃહસ્થે માઇકેલને કહ્યું, 'મારે બરાબર વરસ ચાલે એવા એ બૂટ કરવાના છે એ ધ્યાનમાં રાખજે.'

સાઇમને પણ માઇકેલ સામું જોયું એટલે એને લાગ્યું કે માઇકેલની નજર એ ગૃહસ્થ ઉપર નહોતી, પણ એ ગૃહસ્થની પાછળના ખૂણામાં, જાણે ત્યાં કોઇને એ દેખતો હોય એવી રીતે, જોઇ રહ્યો હતો. માઇકેલે તો એમ ને એમ જોયા જ કર્યું, ને એકાએક એના મુખ પર સ્મિત ફરકી આવ્યું, અને એનો ચહેરો વિશેષ તેજસ્વી બન્યો.

'અલ્યા બેવકૂફ, કોની સામે જોઈને એમ દાંત કાઢે છે ?' પેલો ગૃહસ્થ ત્રાડી ઊઠ્યો. 'બૂટ બરાબર વખતસર તૈયાર થાય એની કાળજી રાખજે.'

'બરાબર વખતસર તૈયાર થશે.' માઇકેલ બોલ્યો.

'જોજે, બરાબર થાય' એ ગૃહસ્થ બોલ્યો. પછી એણે બૂટ પહેરી લીધા, રૂંવાટીનો ડગલો ઓઢી શરીર આસપાસ બરાબર લપેટી દીધો અને દ્વાર તરફ વળ્યો. પણ આ વખતે માથું નીચું કરવું ભૂલી ગયો એટલે ઓતરંગ સાથે એનું માથું અફળાયું.

મોંમાંથી ગાળ કાઢી એણે માથું પંપાળવા માંડ્યું. પછી એણે ગાડીમાં બેઠક લીધી અને ચાલ્યો ગયો.

એ ચાલ્યો ગયો ત્યારે સાઇમન બોલ્યો: 'જોઈ એની કાયા ? ઘણ લઇને ટીપો ને તોય એ મરે નહિ. ભટકાઇને આખો ઓતરંગ એણે કાઢી નાખ્યો, પણ એ ભાઇશા'બને રજ પણ ઈજા ન થઇ !'

એટલે મત્રેના બોલી: 'એયને સુખચેનમાં લોટવાનું હોય તે શું કામ લઠ્ઠ ન થાય ? એવા વજ્જર દેહને તો ખુદ મોતે હાથ ન લગાડી શકે.'

## ૭

પછી સાઇમને માઇકેલને કહ્યું: 'આપણે આ કામ હાથ ઝાલ્યું એ તો ઠીક, પણ એ કામ કરતાં ક્યાંક આફતમાં ન આવી પડીએ એ ધ્યાન રાખવું પડશે. ચામડું મોઘું છે, ને ભાઇશા'બ માથાના ફરેલ છે. એટલે જરાએ ચૂક કરવી નહિ. તારી મારા કરતાં વધારે નજર પહોંચે છે, ને તારા હાથ પણ મારા કરતાં વધુ

ચાલાક બની ગયા છે. માટે લે, તું જ આ પરમાણા પ્રમાણે બૂટ વેતર. ત્યાં હું આ એડીનો ભાગ સીવીને પૂરો કરું.'

માઇકેલે કહ્યા પ્રમાણે કર્યું. ચામડું લઇ એણે ટેબલ ઉપર પાથર્યું, પછી તેને બેવડું વાળી ઓજાર લઇ કાપવા માંડયું.

મત્રેના ત્યાં આવી અને એ વેતરતો હતો તે જોઇ રહી. એ જોઇને તેને નવાઇ લાગી, કેમકે બૂટ બનાવતાં જોવાનો તેને રોજનો મહાવરો હતો, એટલે તેણે તરત જોઇ લીધું કે માઇકેલ ચામડું વેતરતો હતો તે બૂટના માપનું નહિ પણ ગોળ ગોળ ટુકડા કરતો હતો.

તેને કંઇક કહેવાનું મન થઇ ગયું, પણ વળી તેને વિચાર આવ્યોઃ 'મોટા માણસના બૂટ કેમ બનાવાતા હશે એની મને કદાચ સમજ નહિ હોય; મને લાગે છે કે માઇકેલ એ વિશે વધુ વાકેફ છે, એટલે મારે વચમાં ડહાપણ કરવું નહિ.'

ચામડું વેતરી રહ્યા પછી માઇકેલે દોરા લીધા, ને બૂટ જેમ બે છેડેથી સિવાય છે તેમ ન સીવતાં નરમ સ્લીપર બનાવવા હોય એમ એક છેડેથી સીવવા માંડયું.

મત્રેનાને વળી પાછી નવાઈ લાગી, પણ આ વખતે પણ તેને વચમાં ડહાપણ કરવું ઠીક ન લાગ્યું. માઇકેલે તો બપોર સુધી સીવ્યા કર્યું. પછી સાઇમન જમવા ઊભો થયો, એટલે એણે આસપાસ નજર નાખી ને એને માલૂમ પડયું, કે પેલા ગૃહસ્થના ચામડાના તો માઇકેલે સ્લીપર બનાવ્યા છે!

'અરે!' સાઇમને નિસાસો નાખી મનમાં બોલવા માંડયું, 'આ માઇકેલ મારા ભેગો આખું વરસ રહ્યો ને કોઇ દી કશામાં ભૂલ કરી નહિ ને આજ એણે આ શો ડાટ વાળી નાખ્યો? એ લાખશા'બે તો કિનારદાર ને આખા પંજાના મોટા બૂટ બનાવવાનો

હુકમ આપ્યો હતો ને માઇકલ તો એક તળિયાતા નરમ સ્લીપર બનાવીને બેઠો ને ચામડું બરબાદ કર્યું. એ મોટા માણસને હવે હું શો જબાપ આપીશ? આવું કિંમતી ચામડું આણી આપવાની તો મારી ગુંજાશ જ નથી.'

ને એણે માઇકલને કહ્યું: 'અરે ભાઈ, આ શું આદરી બેઠો છે? પાયમાલ કરી નાખ્યો તેં તો મને. તને ખબર છે કે એ અમીરે તો મોટા બૂટ બનાવવાનું કહ્યું'તું, ને જો, આ તેં શું કર્યું એ!'

માઇકલને એણે આમ ઠપકો આપવા માંડચો ત્યાં તો બારણે લટકતી લોઢાની ઘંટડીનો ટણીંગ ટણીંગ એવો અવાજ આવ્યો. કોઇ દ્વાર ઠોકતું હતું, એટલે એણે બારીમાંથી જોયું તો એક ઘોડેસવાર આવ્યો હતો અને પોતાના ઘોડાને એ બાંધતો હતો. એણે બારણું ઉઘાડચું એટલે પેલા ગૃહસ્થ સાથે આવેલો નોકર અંદર દાખલ થયો.

'રામ રામ' તે બોલ્યો.

'રામ રામ' સાઇમને જવાબ આપ્યો. 'કેમ, શો હુકમ છે?'

'શેઠાણીએ મને પેલા બૂટ માટે મોકલ્યો છે.'

'શું છે એ બૂટનું?'

'કેમ, શેઠને હવે એ બૂટની જરૂર નથી. એ તો ગુજરી ગયા.'

'શું બોલો છો?'

'અહીંથી નીકળ્યા પછી ઘેર પૂગવા પામ્યા નહિ, પણ ગાડીમાં જ ગુજરી ગયા. જ્યારે ઘર આવ્યું ત્યારે એમને ઊતરવામાં મદદ કરવા નોકરો એમની પાસે ગયા, ત્યાં તો એ કોથળાની ગૂણની પેઠે દડી પડચા. એ કયારના મરી ગએલા, એટલે શરીર આખું લાકડા જેવું સજડ થઇ ગએલું, તેથી ગાડીમાંથી પણ

મહામુશ્કેલીએ બહાર કાઢયું. પછી શેઠાણીએ મને અહીં મોકલ્યો ને કહ્યું કે "મોચીને કહેજે કે જે શેઠે પોતાને માટે બૂટ સીવડાવવા નાખ્યા હતા ને એના માટે ચામડું આપતા ગયા હતા તેને હવે બૂટની જરૂર નથી, માટે એ ચામડામાંથી શબને પહેરાવાય એવા નરમ સ્લીપર બનાવી આપો. એ સ્લીપર તૈયાર થાય ત્યાં સુધી તું ત્યાં રોકાજે ને તારી સાથે જ એ લેતો આવજે." એટલા સારુ હું અહીં આવ્યો છું.'

માઈકેલે વધેલું ચામડું ભેગું કરી લઇ એનું ભૂંગળું વાળી દીધું, પોતે બનાવેલા નરમ સ્લીપર લીધા, સામસામા અફાળ્યા, પોતાના મળવસ્ત્રથી એ સાફ કરી આપ્યા અને એ તથા પેલું ચામડાનું ભૂંગળું એ બન્ને પેલા નોકરને સોંપી દીધું. નોકર એ લઇ બોલ્યોઃ 'લ્યો રામ રામ!'

## ૮

એક બીજું વરસ વીતી ગયું, વળી ત્રીજું, ને એમ કરતાં કરતાં માઇકલને સાઇમન ભેગો રહ્યા પાંચ વરસ પૂરાં થયાં ને છઠ્ઠું ચાલતું હતું. માઇકેલ તો અગાઉની માફક જ રહેતો હતો. તે ક્યાંએ જતો નહિ, જરૂર જોગું જ બોલતો, ને આટલાં બધાં વરસ દરમિયાન ફક્ત બે જ વાર એના મુખ પર સ્મિત જોવામાં આવ્યું હતું—પહેલી વાર જ્યારે મત્રેનાએ એને ખાવા આપેલું ત્યારે, ને બીજી વાર જ્યારે પેલો ગૃહસ્થ એમના ઝૂંપડામાં બેઠો હતો ત્યારે. સાઇમન પોતાના આ માણસથી સઘળી વાતે પ્રસન્ન હતો. એ ક્યાંથી આવેલો એ પ્રશ્ન હવે એ કદી પૂછતો નહિ, ને હવે તો રખેને માઇકેલ જતો રહેશે એની જ એને દહેશત રહેતી.

એક દિવસ સૌ ઘરમાં બેઠાં હતાં. મત્રેના ભઠ્ઠી ઉપર લોઢાનાં ઠામ મૂકતી હતી. છોકરાં પાટલી ઉપર દોડાદોડ કરતાં હતાં ને બારીમાંથી જોતાં હતાં. સાઇમન એક બારી આગળ બેઠો બેઠો સીવતો હતો ને માઇકેલ બીજી બારી આગળ બેઠો બેઠો જોડાને એડી ચોડતો હતો.

એક છોકરો પાટલી પર દોડતો દોડતો માઇકેલ પાસે આવ્યો, એના ખભા ઉપર નમી પડયો, ને બારીમાંથી જોવા લાગ્યો.

'માઇકેલ કાકા! જુઓ, નાની છોકરીઓને લઈને કોઈ બાઇ આવે છે. એ અહીં જ આવતી લાગે છે. એક છોકરી લૂલી છે.'

જ્યારે છોકરો આમ બોલ્યો ત્યારે માઇકેલ પોતાનું કામ પડતું મૂકી બારી તરફ વળી શેરીમાં જોવા લાગ્યો.

સાઇમનને આશ્ચર્ય થયું. માઇકેલ કોઇ દહાડો શેરીમાં જોતો નહિ, પણ અત્યારે તો એ બારી સાથે ગુંદરની જેમ ચોટી જ ગયો હતો અને કંઈક ધારી ધારીને નિરખી રહ્યો હતો. સાઇમને પણ બહાર જોયું એટલે દેખાયું કે રૂંવાટીના ડગલા ને ઊનની શાલ પહેરાવેલી બે છોકરીઓને આંગળીએ વળગાડી એક સુંદર પોશાકમાં સજ્જ થએલી બાઇ ખરેખર પોતાના ઝૂંપડા તરફ આવતી હતી. એક છોકરી ડાબે પગે લૂલી હતી એટલે ખોડંગાતી ચાલતી હતી, એ સિવાય એ બન્ને છોકરીઓ વચ્ચે પરખાય એવો ભેદ બિલકુલ નહોતો.

તે સ્ત્રીએ ખડકીનાં પગથિયાં ચડીને બારણા ઉપર હાથ ફેરવી આગળિયો શોધી કાઢ્યો પછી તે ઊંચો કરી તેણે બારણું ઉઘાડયું. પહેલાં તેણે બન્ને છોકરીને આવવા દીધી અને પછી પોતે પાછળ પાછળ ઝૂંપડામાં દાખલ થઇ.

'રામ રામ, ભગત.'

'જી, પધારો' સાઇમને કહ્યું, 'શો હુકમ છે?'

તે સ્ત્રી ટેબલ પાસે બેઠી. ઘરમાંનાં માણસોથી સંકોચાતી શરમાતી બન્ને છોકરીઓ તેના ઢીંચણ આગળ ભરાઇને ઊભી.

'આ બે છોકરી માટે વસંત ઋતુમાં પહેરવાના ચામડાના જોડા મારે સીવડાવવા છે.'

'કરી આપીશું. આવાં નાનાં પગરખાં અમે કદી બનાવ્યાં નથી, પણ તોય બનાવી શકીશું. જોઇએ તો સળંગ ચામડાનાં કોરદાર બનાવીશું અથવા કપડાની મગજીવાળાં બનાવી આપીશું. મારો માણસ માઇકેલ એ બધી કળામાં ઉસ્તાદ છે.'

સાઇમને માઇકેલ ઉપર નજર નાખી તો પોતાનું કામ પડતું મૂકી નાની છોકરીઓ ઉપર આંખ ઠેરવી એ બેઠો હતો. ખરી વાત છે કે છોકરીઓ ફૂટડી હતી, એમની આંખો કાળી હતી, શરીર હૃષ્ટપુષ્ટ હતાં, ગાલ ગુલાબ જેવા હતા, અને એમણે સુંદર રૂમાલ તથા રૂંવાટીના ડગલા પહેર્યા હતા; છતાં માઇકેલ એમના તરફ આમ કેમ જોઇ રહ્યો હતો—જાણે એ એમને અગાઉથી ઓળખતો હોય એવી રીતે કેમ જોઈ રહ્યો હતો—એની સાઇમનને સમજ પડી નહિ. અંદરથી ગૂંચવાડામાં પડી ગયો છતાં બહારથી એણે તે બાઇ સાથે વાતો કર્યે રાખી ને જોડાનું મૂલ પરઠ્યું. મૂલ પરઠી એણે પરમાણું તૈયાર કર્યું. તે બાઈએ લૂલી છોકરીને પોતાના ખોળામાં ઊંચકીને કહ્યું: 'આ છોકરીના પગ માપી બે પરમાણાં લ્યો. એના લૂલા પગ માટે એક જોડો બનાવવો ને સાજા પગ માટે ત્રણ બનાવવા. બન્ને છોકરીના પગ સરખા માપના છે. બેયનું જોડકું અવતરેલું.'

સાઇમને એ પ્રમાણે પરમાણું લીધું. તે લૂલી છોકરીની વાત

કરતાં પૂછ્યું: ‘ એ કેમ કરતાં લૂલી થએલી? કેવી રૂપાળી છોકરી છે! જનમથી જ આવી હતી?’

‘ ના, એની માએ એનો પગ ચગદી નાખેલો. ’

એટલે મત્રેના વાતમાં ભળી. તે બાઇ કોણ હશે ને આ છોકરાં કોનાં હશે એ બાબત એને કૌતક થયું, એટલે એણે પૂછ્યું: ‘ત્યારે તમે એનાં મા નહિ?’

‘ ના બહેન, હું તો એની માએ નથી તેમ કંઈ સગીએ નથી. હું તો એને ઓળખતીએ નહિ, પણ પછી મેં એને મારી કરી ઉછેરી. ’

‘ તમારી છોકરી નથી તોય તમને એના પર આટલું બધું હેત છે?’

‘ હેત કેમ ન હોય? એ બેયને મેં મારા ધાવણે ઉછેરેલી. મારે એક બાળક હતું, પણ ભગવાને એ લઈ લીધું. અત્યારે આ છોકરીઓ ઉપર છે એટલું હેત તો મને એ વખતે એના પર પણ નહોતું.’

‘ ત્યારે આ છોકરીઓ કોની?’

## ૯

તે બાઈએ એક વાર વાત માંડી એટલે આખો વૃત્તાંત એમને કહી દીધો.

‘એનાં માબાપને મરી ગયે છક વરસ થયાં. બેય એક જ અઠવાડિયામાં મરી ગએલાં. બાપને મંગળવારે દફનાવ્યો ને મા શુક્રવારે ગુજરી ગઈ. બાપના મોત કેડે ત્રણ દિવસે આ અનાથ છોકરીઓ જન્મેલી, ને એના જન્મ પછી એની મા બીજે દહાડો

જીવી નહિ. એ વખતે મારો ધણી ને હું ગામમાં ખેડૂતનો ધંધો કરતાં. અમારું ફળિયું એમની પડખે જ હતું, એટલે એ લોકોનાં અમે પડોશી હતાં. આ છોકરીઓનો બાપ બીચારો એકલડોકલ માણસ હતો ને જંગલમાં કઠિયારાનું કામ કરતો. એક દહાડો ઝાડ કાપતાં એક ઝાડ એના ઉપર પડયું. ઝાડ બરાબર એના શરીર ઉપર પડ્યું એટલે એને છૂંદી નાખ્યો ને એનાં આંતરડાં બહાર નીકળી આવ્યાં. ત્યાંથી એને ઘેર લાવ્યા, પણ ઘેર પહોંચે એ પહેલાં તો એનો આત્મા ભગવાનના ધામમાં પહોંચી ગયો. એ જ અઠવાડિયામાં એની વહુએ એક જોડકાને જન્મ આપ્યો— ને તે આ બે છોકરી. બાઇ ગરીબ ને ઓથ વિનાની હતી. નાનું મોટું કોઇ એના ઘરમાં નહોતું. આ છોકરીઓના જનમ વખતે એ એકલી હતી ને મરતી વખતે પણ એ એકલી હતી.

‘બીજે દિવસે સવારે હું એને જોવા ગઈ, પણ એની ઝૂંપડીમાં પેઠી ત્યારે તો એ બાપડી અક્કડ ને ઠંડી બની ગઈ હતી. મરતાં મરતાં એ આ છોકરી ભણી દડી ગએલી એટલે એનો પગ ચગદી નાખેલો. ગામનાં લોકો બધાં એ ઝૂંપડામાં એકઠાં થયાં, ને એના શરીરને નવરાવ્યું, અને બહાર આણ્યું. એક શબપેટી તૈયાર કરી ને પછી એને દફનાવી. લોકો બધાં ભલાં હતાં. હવે આ બાળકીઓ તો સાવ અનાથ થઇ ગઈ. એનું શું કરવું? એ વખતે એ બધાંમાં ધાવણું બચ્ચું મારે એકને જ હતું. બે માસના મારા પહેલા બચ્ચાને એ વખતે હું ધવરાવતી હતી. એટલે થોડો વખત તો એ બેય બાળકીને મેં રાખી. બધા ખેડૂતો એકઠા થયા ને આ બેનું શું કરવું એ વિશે ઘણો ઘણો વિચાર કર્યો. આખરે એ લોકોએ મને કહ્યું: “હમણાં તો મેરી, તું એ છોકરીઓને રાખ તો ઠીક. પછી કંઈ બીજી ગોઠવણ થશે તો અમે જોશું.” એટલે મેં સાજી છોકરીને

ધવરાવવા માંડી, પણ શરૂઆતમાં આ લંગડીને હું ધવરાવતી નહિ એ જીવશે એવી મને આશા નહોતી, પણ પછી મને વિચાર આવ્યો કે એ બીચારી ગભરુ છોકરીને શું કામ દખી કરવી? મને એની દયા આવી એટલે એને પણ ધવરાવવા માંડી. એ રીતે હું મારા પંડનો છોકરો ને આ બે જણ એમ ત્રણને મારી એકલીના ધાવણે ધવરાવતી. એ વખતે હું જવાન ને લટ્ઠ હતી ને મને સરસ ખોરાક મળતો, એટલે ભગવાન મને એટલું બધું ધાવણ આપતો કે ઘણી વાર તો તે ટપકીને વહી જતું. કેટલીક વાર હું બન્નેને એકીસાથે ધવરાવતી ને ત્રીજું વાટ જોઈને પડયું રહેતું. એ બેમાંથી એક ધરાઈ રહે એટલે પછી ત્રીજાને ધવરાવતી. ને ભગવાનનો એવો હુકમ હશે તે આ બેય ઊઝરી ગઈ ને મારો પોતાનો છોકરો બે વરસનો ન થયો ત્યાં તો દાટી આવવો પડયો: પછી અમારે ઘણા સારા દી આવ્યા, પણ મને ખોળો ભરાયો જ નહિ. અત્યારે મારો ધણી મિલમાં કણિયાને ત્યાં નોકર છે. પગાર સારો મળે છે ને ભગવાનને પરતાપે બધું સુખ છે. પણ મારે છોકરાં થયાં જ નહિ, એટલે જો આ છોકરીઓ ન હોત તો મને કેટલું બધું સૂનું ને એકલવાયું લાગત! આથી મને એના પર હેત કેમ ન હોય? મારા જીવતરનો આનંદ જ એ છે!'

એક હાથે તેણે લંગડી છોકરીને પોતાના શરીર સરસી ચાંપી ને બીજે હાથે ગાલ ઉપરથી ટપકતાં આંસુ લૂછી નાખ્યાં.

ને સત્રનાએ પણ નિઃશ્વાસ નાખ્યો ને બોલી: 'કહેવત ખરી જ છે કે, "માણસ બાપ ને મા વિના જીવે ખરું, પણ ભગવાન વિના તો ન જ જીવી શકે."'

એમ એ બધાં એકઠાં મળી વાતો કરતાં હતાં એવામાં જાણે ગ્રીષ્મઋતુમાં વીજળીનો ઝબકારો થયો હોય એમ સાઇકેલ બેઠો

હતો એ ખૂણામાંથી આવતા તેજથી ઝૂંપડું એકાએક પ્રકાશી ઊઠ્યું. બધાંએ એના ભણી જોયું તો એ ઢીંચણ ફરતા હાથ ભીડી ઊર્ધ્વ દૃષ્ટિ રાખી સ્મિત કરતો બેઠો હતો.

## ૧૦

છોકરીઓને લઇ તે બાઇ ચાલી ગઇ એટલે માઇકેલ પાટલી ઉપરથી ઊભો થયો ને તેણે પોતાનું કામ પડતું મૂક્યું, અને પોતાનું મળવસ્ત્ર કાઢી નાખ્યું. પછી સાઇમન ને તેની બૈરીને લળીને નમસ્કાર કરી એ બોલ્યોઃ ‘લ્યો રામરામ શેઠશેઠાણી ! ભગવાને હવે મને માફી બક્ષી દીધી. તમારી પણ હું માફી માગું છું. બોલ્યું ચાલ્યું માફ કરજો.’

ને તેમણે જોયું કે માઈકેલમાંથી એક જ્યોતિ પ્રકાશતો હતો. એટલે સાઇમન ઊઠ્યો, માઇકેલને પગે પડ્યો, ને બોલ્યોઃ ‘મને સમજાય છે કે તું કોઈ સાધારણ માણસ નથી. એટલે તને રોકી રાખવાની કે પ્રશ્ન પૂછવાની મારી મગદૂર નથી. પણ મને ફક્ત આટલું જ કહે કે જ્યારે મને તારો ભેટો થએલો ને હું તને ઘેર લાવેલો તે વખતે તું ગમગીન હતો, ને જ્યારે મારી ઘરવાળીએ ખાવા આપેલું ત્યારે તેં એના તરફ સ્મિત કરેલું ને તું પ્રકાશિત બનેલો એનું શું કારણ ? પછી પેલો મોટો માણસ બૂટ સીવડાવવા આવેલો ત્યારે તેં સ્મિત કરેલું ને પહેલાં કરતાં પણ વિશેષ પ્રકાશિત બનેલો એ શાથી ? અને અત્યારે, આ બાઈ નાની છોકરીઓને લઈ આવી એટલે તેં સ્મિત કર્યું ને દહાડા જેવો ઝળાંઝળાં બની ગયો એ કેમ ? બોલ, માઇકેલ, તારો ચહેરો એમ તેજ કેમ મારે છે ને એ ત્રણ વાર તેં સ્મિત કેમ કરેલું ?’

ને માઇકેલે ઉત્તર આપ્યોઃ 'મારા અંગમાંથી તેજ પ્રકાશે છે એનું કારણ એ છે, કે મને શિક્ષા થએલી પણ હવે ભગવાને મને માફી બક્ષી છે. અને મેં ત્રણ વાર સ્મિત કરેલું, કેમકે ભગવાને મને ત્રણ સત્યો શીખવા મોકલેલો તે ત્રણે મેં શીખી લીધાં છે. પહેલું સત્ય જ્યારે તમારી સ્ત્રીએ મારા પર મહેર કરેલી ત્યારે શીખેલો, ને પહેલી વખત તેથી મેં સ્મિત કરેલું. બીજું સત્ય પેલો ધનાઢય પુરુષ જ્યારે બૂટ સીવડાવવા આવેલો ત્યારે શીખેલો, એટલે એ વખતે મેં ફરી સ્મિત કરેલું. અને અત્યારે પેલી નાનકડી છોકરીઓને જોઇ ત્યારે ત્રીજું ને અંતિમ સત્ય હું શીખ્યો એટલે મેં ત્રીજી વાર સ્મિત કર્યું.'

એટલે સાઇમને કહ્યું: 'માઇકેલ, કહે જોઇએ, તને ભગવાને શા વાસ્તે સજા કરેલી? ને એ ત્રણ સત્ય શાં હતાં? હું પણ એ જાણું.'

એટલે માઈકેલે ઉત્તર આપ્યોઃ 'એની આજ્ઞાનો ભંગ કરેલો તેથી ભગવાને મને શિક્ષા કરેલી. હું સ્વર્ગનો ફિરસ્તો હતો, ને મેં ભગવાનની આજ્ઞાનો ભંગ કરેલો. ભગવાને મને એક બૈરીનો જીવ લઇ આવવા મોકલેલો. હું ઊડીને પૃથ્વી પર આવ્યો ને જોયું તો એકલી પડેલી એક આજારી બૈરીએ બે છોકરીના એક જોડકાને જન્મ આપેલો. માના પડખામાં એ મંદ મંદ સળવળતી હતી, પણ એને ઊંચકીને પોતાના સ્તન આગળ મૂકવા જેટલી એ બાઇમાં શક્તિ નહોતી. જ્યારે એણે મને જોયો ત્યારે તે કળી ગઈ કે ભગવાને એનો જીવ લેવા મને મોકલેલો, એટલે એ રડી પડી ને બોલીઃ "ભગવાનના પાર્ષદ! મારા ધણીના પંડ ઉપર ઝાડ તૂટી પડવાથી તેમને હમણાં જ દફનાવી આવ્યા છે. મારે નથી બહેન,

નથી કાકી, મામી કે નથી મા. મારાં આ અનાથ બાળકોની સંભાળ લે એવું કોઈ નથી. માટે મારો જીવ લેશો મા. મરતાં પહેલાં મારાં આ બચ્ચાંને પાળીપોષી પગભર કરું એટલી અવધ મને આપો. માબાપ વિના બચ્ચાં ન જીવે ને ન મોટાં થાય." ને મેં એની વાત હૈયે ધરી. મેં એક બાળક એના સ્તન કને મૂક્યું ને બીજું એના હાથમાં મૂક્યું, ને પછી સ્વર્ગમાં સ્વામી પાસે જઈ પહોંચ્યો. સ્વામી પાસે ઊડી પહોંચીને મેં કહ્યું: "એ માનો જીવ મારાથી લેવાયો નહિ. ઝાડ પડવાથી એનો ધણી મરી ગયો છે. એને બે બાળકો છે એટલે એનો જીવ ન લેવા એ આર્થે છે. એ કહે છે: 'મારાં આ બચ્ચાંને પાળી પોષી પગભર કરું એટલી અવધ મને આપો, માબાપ વિના બચ્ચાં ન જીવે કે ન મોટાં થાય.'" એટલે ભગવાને કહ્યું: "જા, એ માનો જીવ લઈ આવ ને આ ત્રણ સત્યો શીખ કે 'માનવીમાં શું વસે છે?' 'માનવીને શું નથી મળ્યું?' 'માનવી શાને આધારે જીવે છે?' જ્યારે આ ત્રણ બાબતો તું શીખી રહીશ ત્યારે તું સ્વર્ગમાં પાછો આવીશ." એટલે ફરી હું ઊડીને પૃથ્વી પર આવ્યો ને મેં માનો જીવ લીધો. બચ્ચાં એના સ્તન આગળથી સરી પડયાં. પછી પથારીમાં એનું શરીર એક બાજૂથી બીજી તરફ ગબડી ગયું તેમાં એક બચ્ચાંને એણે ચગદી નાખ્યું ને તેનો પગ મચકોડાઈ ગયો. હું ગામની ઉપર અંતરિક્ષમાં ઊડ્યો; કેમકે તેનો જીવ ભગવાન પાસે લઇ જવાની મારી ઇચ્છા હતી, પણ પવનનો ઝપાટો આવ્યો એમાં હું સપડાઈ ગયો ને મારી પાંખો કમજોર થઇને ખરી પડી. તેનો જીવ એકલો ઊડીને ભગવાન સમક્ષ હાજર થયો ને હું વાટની બાજૂમાં પૃથ્વી પર પડયો.'

## ૧૧

એટલે સાઇમન અને મત્રેનાને, અત્યાર સુધી જે પોતાની ભેળો રહેલો અને જેને પોતે અન્નવસ્ત્ર આપેલાં તે કોણ હતો એનો ખ્યાલ આવ્યો અને એક બાજૂથી ભય તેમ બીજી બાજૂથી આનંદના મિશ્ર ભાવથી એ બન્ને રડી પડયાં. પછી ફિરસ્તો બોલ્યો: 'હું ખેતરમાં સાવ એકલો ને ઉઘાડો પડયો હતો. મનુષ્યરૂપ ધારણ કર્યા પહેલાં ભૂખ કે ટાઢની લાગણીનો અથવા એને અંગે ઊભી થતી માનુષી જરૂરિયાતોનો મને કદી અનુભવ નહોતો. ભૂખે અધમૂઓ થઇ ગયો હતો ને ટાઢે થીજી ગયો હતો, પણ શું કરવું એ સૂઝતું નહોતું. જે ખેતરમાં હું પડયો હતો તેની નિકટમાં મેં ભગવાનને અર્થે બંધાવેલું દેવળ જોયું ને ત્યાં આશરો મળશે એવી આશાએ હું ત્યાં ગયો. પણ દેવળને તો તાળું માર્યું હતું એટલે મારાથી દાખલ થઇ શકાયું નહિ. તેથી કંઈનહિ તો પવનના ઝપાટામાંથી તો રક્ષણ મળશે એમ ધારી હું દેવળની પાછળ બેઠો. સાંજ પડી, હું ભૂખ્યો હતો, ટાઢે ધ્રૂજતો હતો, ને દુઃખથી પીડાતો હતો. એવામાં એકાએક રસ્તે થઇને કોઈ માણસને આવતો મેં સાંભળ્યો. એના હાથમાં પગરખાંની જોડ હતી ને એકલો એકલો એ વાતો કરતો જતો હતો. માનવ અવતાર ધારણ કર્યા પછી આ પહેલી જ વાર મેં માનવીનું કાળમુખું મોઢું જોયું, ને એનું મોઢું મને ભયાનક લાગ્યું; એટલે એના ભણીથી હું ફરી ગયો. ને એ માણસ એકલો એકલો બોલતો જતો હતો તેમાં.

શિયાળાની ઠંડીમાં પોતાની કાયાને કેમ ઢાંકવી ને પોતાનાં બૈરી-છોકરાંનું કેમ ગુજરાન ચલાવવું તેની વાતો સાંભળી. ને મને વિચાર આવ્યો: "હું અહીં ભૂખે ને ટાઢે મરી જાઉં છું, ને આ માણસ પોતાને ને પોતાની બૈરીને માટે કેમ કપડાં લાવવાં અને પોતાને સઘળાંને માટે કેમ રોટલો પેદા કરવો એનો જ એક વિચાર કરે છે. એટલે એ મને શું મદદ કરવાનો હતો?" જ્યારે એ માણસે મને જોયો ત્યારે એણે ભવાં ચઢાવ્યાં, એટલે તો એ વળી વિશેષ ભયાનક લાગ્યો, ને હું હતો તે સ્થળ આગળથી રસ્તાની બીજી બાજૂએ થઈને એ પસાર થઈ ગયો. મેં આશા મૂકી, પણ ત્યાં તો ઓચિંતો મેં એને પાછો આવતો સાંભળ્યો. મેં ઊંચું જોયું તો મને તે પહેલાંનો જ માણસ ન લાગ્યો: પહેલાં એના મુખમાં મને મૃત્યુનાં દર્શન થયાં હતાં ને હવે તો એમાં ભગવાનનો વાસો હોય એવી પ્રતીતિ થઇ. એ મારી પાસે આવ્યો, મને કપડાં પહેરાવ્યાં, મને સાથે લીધો ને પોતાને ઘેર મને લઇ ગયો. મેં ઘરમાં પગ મૂકયો ત્યાં એક બાઇ સામી મળી અને બોલવા લાગી. પેલો માણસ લાગેલો એથી પણ આ બાઈ તો વિશેષ ભયાનક લાગતી હતી. એના મોંમાંથી મરણનો જ શ્વાસ નીકળતો હતો. એની આસપાસ જે મૃત્યુની બદબો ફેલાએલી હતી તેને લીધે હું તો પૂરો શ્વાસ પણ લઇ શકયો નહિ. એની ઇચ્છા એ કડકડતી ઠંડીમાં મને ઘર બહાર હાંકી કાઢવાની હતી, ને એણે જો એમ કર્યું હોત તો એ મરી જ જાત એ મને માલૂમ હતું. પણ અકસ્માત્ એના ધણીએ એને પ્રભુપ્રીતિની વાત કરી ને એ બાઈ એકદમ બદલાઇ ગઈ. ને જ્યારે એણે મને ખાવાનું આણી આપ્યું ને મારા પર દૃષ્ટિ ફેરવી ત્યારે મેં એની સામે જોયું તો હવે એનામાં મૃત્યુનો વાસો જરાએ રહ્યો નહોતો. એ હવે જીવતી બની

ગઇ હતી ને એનામાં પણ મને ભગવાનનાં દર્શન થયાં.

'એટલે મને ભગવાને જે પહેલો પાઠ આપેલો કે "માનવીમાં શું વસે છે તે શીખ" તેનું મને સ્મરણ થયું. ને મને સમજ પડી કે માનવીમાં તો પ્રેમ વસે છે! ભગવાને જે દર્શાવવાનું મને વચન આપેલું તે આમ જલદી દર્શાવવા માંડયું એ જોઇ મને આનંદ થયો, એટલે મેં પહેલી વાર સ્મિત કર્યું. પણ મારા પાઠ હજી પૂરા નહોતા થયા. "માનવીને શું નથી મળ્યું?" અને "માનવી શાને આધારે જીવે છે?' એ હજુ હું જાણતો નહોતો.

'હું તમારી ભેળો રહ્યો ને એક વરસ વીતી ગયું. એવામાં એક માણસ આવ્યો ને એક વરસ સુધી વાંકાચૂંકા ન થાય કે ટેભો ય ન તૂટે એવા બૂટ સીવી આપવા કહ્યું. મેં એની સામે જોયું તો એકાએક એના ખભા પાછળ મને મારા જૂના ભાઇબંધ યમદૂતનાં દર્શન થયાં. મારા સિવાય બીજું કોઇ એ દેવદૂતને દેખી શકેલું નહિ. પણ હું એને ઓળખતો હતો એટલે મને ખબર પડી ગઇ કે સૂર્યાસ્ત પહેલાં એ ધનાઢ્ય ગૃહસ્થનો જીવ એ ઉપાડી જવાનો. એટલે મને મનમાં વિચાર આવ્યો કે આ માણસ એક વરસ આખાની તૈયારી કરી રહ્યો છે ને આજ સાંજ પહેલાં તો એ મરી જવાનો છે એનું એને ભાન નથી. એટલે "માનવીને શું નથી મળ્યું એ શીખ" એવું જે ભગવાનનું બીજું કથન હતું તે મને યાદ આવ્યું.

'માનવીમાં શું વસે છે એ તો મેં જાણી લીધું હતું. હવે "એને શું નથી મળ્યું?" એ હું શીખ્યો. પોતાની જરૂરિયાતો કેટલી છે, એનું જ્ઞાન માણસને નથી મળ્યું. એટલે મેં બીજી વાર સ્મિત કર્યું. મારા જૂના દોસ્ત યમદૂતને દેખી મને આનંદ થએલો તેમ

વળી ભગવાને પોતાના દ્વિતીય કથનનું રહસ્ય પ્રકટ કર્યું એથી પણ મને આનંદ થએલો.

'પણ હજી મારા પાઠ પૂરા થએલા નહિ. "માનવી શાને આધારે જીવે છે?" એ હું હજી જાણતો નહોતો. એટલે આ છેલ્લું રહસ્ય ભગવાન મારી આગળ પ્રકટ કરે ત્યાં સુધી રાહ જોતાં મેં અહીં રહેવાનું જારી રાખ્યું. પછી છઠ્ઠે વર્ષે બે છોકરીઓ લઇને પેલી બાઇ આવી. ને એ છોકરીઓને હું ઓળખી ગયો એટલે એને કેવી રીતે કોણે જીવાડી એ વૃત્તાંત મેં સાંભળ્યો. એ વૃત્તાંત સાંભળીને મને વિચાર આવ્યોઃ "એ છોકરીઓને ખાતર એની માએ મારી આગળ કાલાવાલા કરેલા, ને માબાપ વિના બચ્ચાં જીવે કે મોટાં થાય નહિ, એમ એણે જે કહેલું તે મને સાચું લાગેલું. પણ આ છોકરીઓને નહિ એની મા કે નહિ એની સગી એવી એક ત્રાહિત બાઇએ ધવરાવી ને ઉછેરીને મોટી કરી. ને જ્યારે એ બાઈએ પોતાની નહોતી એવી છોકરીઓ માટે હેત બતાવ્યું અને એમને ખાતર રડી પડી ત્યારે મને એનામાં ભગવાનનાં જીવન્ત દર્શન થયાં ને "માનવી શાને આધારે જીવે છે" એ વાતની મને સમજ પડી. એટલે મને ભાન થયું કે ભગવાને છેલ્લું રહસ્ય પણ મારી આગળ પ્રકટ કરી દીધું છે, ને મારા સ્ખલનની ક્ષમા આપી દીધી છે. તેથી એ વખતે મેં ત્રીજી વાર સ્મિત કર્યું.'

## ૧૨

એ દેવદૂતનું શરીર પછી દિગમ્બર બની ગયું, અને આંખે ઝાંઝવાં વળે એવા જ્વલન્ત પ્રકાશનો પરિવેષ એની આસપાસ વીંટળાઈ વળ્યો. વળી એનો અવાજ પણ જાણે એના શરીરને બદલે

ઉપર દિવ્ય ધામમાંથી આવતો હોય એવો બુલંદ બની ગયો. એવા બુલંદ અવાજે એ દેવદૂત બોલ્યોઃ

'સઘળાં મનુષ્યો જે જીવે છે તે પોતાની જાતની ચિંતા કરી પોતાની સંભાળ રાખે છે એના જોરે નહિ, પણ પ્રેમને આધારે જ જીવે છે એ હું શીખ્યો.

'પોતાનાં બચ્ચાંને એમનાં જીવનમાં શાની જરૂરિયાત છે એ વાતનું જ્ઞાન પેલી બાઇને પ્રાપ્ત થયું નહોતું, તેમ એવું જ્ઞાન એના અધિકારનો વિષય પણ નહોતો. પેલા તવંગર પુરુષને પણ પોતાની શી જરૂરિયાત છે એનું જ્ઞાન પ્રાપ્ત થયું નહોતું. તેમ સાંજ પડશે ત્યારે પોતાને પગે પહેરવા બૂટ જોઇશે કે શબને પહેરાવવા સ્લીપર જોઇશે એ જાણવાનો અધિકાર પણ કોઇ માનવીને મળ્યો નથી.

'જ્યારે હું માનવી તરીકે વિચરતો હતો ત્યારે હું જે જીવતો રહેલો તે મારી જાતની સંભાળ કે ચિંતાથી નહિ પણ હું જીવતો રહ્યો તે તો એક વટેમાર્ગુમાં પ્રેમ પ્રકટ્યો અને એણે ને એની બૈરીએ મારા પર દયા આણી મારા પર વહાલ રાખ્યું તેથી. પેલી અનાથ બાળકીઓ જીવતી રહેલી તે પણ એમની માની સંભાળ કે ચિંતાથી નહિ, પણ એમની સગીસાગવી નહિ એવી એક ત્રાહિત બાઇના હૈયામાં પ્રેમભાવ મોજૂદ હતો ને એણે એમના પર દયા આણી વહાલ રાખ્યું તેથી. અને આ સઘળાં માણસો જે જીવે છે તે પોતાની પળોજણ કર્યા કરે છે કે પોતાનું હિત સાધવા નિરંતર વિચાર ચિંતા કરે છે તેથી નહિ, પણ માનવીમાં પ્રેમ મોજૂદ છે તેથી એ સૌ જીવે છે.

'પૂર્વે મારી સમજ એવી હતી, કે ભગવાને મનુષ્યોને જીવન

બક્ષ્યું છે એટલે તેઓ જીવે એવી એની ઇચ્છા છે, પણ હવે મારી સમજ એથી જરા આગળ વધી છે.

'હવે મારી એવી સમજ થઇ છે કે મનુષ્યો ભેદભાવથી જુદાં જુદાં જીવન ગાળે એવી ભગવાનની ઇચ્છા નથી, અને તેથી દરેકની વ્યક્તિગત જરૂરિયાત શી છે એની જાણ એ કોઇને થવા દેતો નથી. એની ઇચ્છા તો એવી છે કે મનુષ્યમાત્ર અભેદભાવથી એક થઇને જીવન ગાળે, અને તેથી સમસ્ત મનુષ્યજાતિની સામાન્ય જરૂરિયાતો શી છે એની વાત એ સૌની આગળ પ્રકટ કરે છે.

'હવે મને સમજ પડી કે જોકે મનુષ્યોને એવું લાગે છે કે પોતે પોતાના સ્વાર્થની ચિંતા કરે છે ને સંભાળ રાખે છે તેથી પોતે જીવે છે, પણ ખરી હકીકત એ છે કે કેવળ પ્રેમને આધારે જ તેઓ જીવે છે. સમસ્ત વિશ્વનું ધારણ પોષણ કરનાર પ્રેમ જ છે, પ્રેમ જ ખરો વિશ્વંભર છે. જેનામાં પ્રેમ છે તે પ્રભુમાં વસે છે ને પ્રભુ તેનામાં વસે છે; કેમકે પ્રભુ પ્રેમરૂપ જ છે.'

પછી એ ફિરસ્તાએ પ્રભુનું સ્તવન કર્યું એટલે એના ધ્વનિથી એ ઝૂંપડું ધ્રૂજવા લાગ્યું. તેનું છાપરું ખુલ્લું થઈ ગયું ને જ્યોતિનો એક મહાપિંડ પૃથ્વી પરથી ચડતો ચડતો દિવ્ય ધામ ભણી ચાલ્યો. સાઇમન, તેની બૈરી, ને છોકરાં ભોંય ઉપર પડી ગયાં. ફિરસ્તાના ખભા ઉપર પાંખો પ્રકટ થઇ ને એ દેવભૂમિ ભણી ઊડી ગયો.

અને જ્યારે સાઇમનને મૂર્ચ્છા વળી ને એણે જોયું ત્યારે ઝૂંપડું અગાઉના જેવું જ હતું ને એમાં પોતાના કબીલા સિવાય બીજું કોઇ હતું નહિ.

૧૮૮૫

# પ્રેમ નાં અશ્રુ

કોઇએક શહેરમાં માર્ટિન એડીચ નામે જૂના જોડા સાંધવાનો ધંધો કરનાર મોચી રહેતો હતો. એક મકાનના ભંડકિયાના ભાગમાં એની એક નાનકડી ઓરડી હતી, ને તેની એક બારી રસ્તા પર પડતી હતી. એમાંથી આવનાર જનારના પગ જ ફક્ત દેખાતા, પણ માર્ટિન પગના જોડા ઉપરથી લોકોને વરતી કાઢતો. એ જગ્યાએ એ ઘણા વખતથી રહેતો હતો એટલે ઘણાને એ ઓળખતો હતો. એની પડોશના લત્તામાં પગરખાંની એવી જોડી ભાગ્યે જ હશે કે જે એક બે વાર એના હાથમાં ન આવી ગઈ હોય, એટલે બારીમાંથી એને ઘણી વાર પોતાનું કરેલું સમારકામ જોવાનું મળતું. કેટલાંક પગરખાંને એણે નવાં તળિયાં નાખી દીધેલાં, કેટલાંકને થીગડાં મારી દીધેલાં, કેટલાંકને સાંધી દીધેલાં, ને કેટલાંકને તો આખી ઉપલી સજાઇ જ નવી કરી આપેલી. એની પાસે ઘણું કામ રહેતું, કારણ કે એ કામ સારું કરી આપતો; ચામડું વગેરે સારું વાપરતો, દામ બહુ ન લેતો ને આપેલ વાયદો પાળતો. જોઈતું હોય તે દિવસની અંદર એ કામ પૂરું કરી શકે એમ હોય તો જ તે કામ હાથ ઝાલતો, જો પૂરું કરી શકે એમ ન હોય તો સાચી વાત કહી દેતો ને કદી ખોટાં વચન આપતો નહિ. એટલે એ જાણીતો થઈ ગયો હતો ને એને કદી કામ વિના બેસી રહેવું પડતું નહિ.

માર્ટિન મૂળથી જ ભલો માણસ હતો, પણ ઘડપણમાં એ આત્મકલ્યાણના વિશેષ વિચાર કરવા લાગ્યો ને પરમાત્માની વિશેષ નિકટ ખેંચાવા લાગ્યો. પહેલાં જ્યારે પોતાની જુદી દુકાન માંડી નહોતી, ને કોઇ શેઠના હાથ નીચે કામ કરતો હતો ત્યારે જ એની

બૈરી ગુજરી ગઈ હતી ને એક ત્રણ વરસનો છોકરો મૂકતી ગઈ હતી. એનાં આગલાં છોકરાંમાંથી કોઈ જીવ્યું નહોતું, બચપણમાં જ સૌ મરી ગયાં હતાં. પહેલાં તો આ છોકરાને દેશમાં પોતાની બહેન પાસે મૂકી આવવાનો માર્ટિને વિચાર કર્યો, પણ એનાથી વિખૂટા પડતાં એને શોક થયો ને એને મનમાં થયું: 'મારા કપિટોનને અજાણ્યા ઘરમાં ઊછરવું વસમું લાગશે, એટલે હું એને મારી સાથે જ રાખું.'

માર્ટિને શેઠની નોકરી છોડી દીધી ને પોતાના નાના છોકરાને સાથે રાખી એણે એક ઓરડી લીધી. પણ સંતાનનું સુખ એના નસીબમાં લખ્યું નહોતું. છોકરો હજુ માંડ ઉંમરલાયક થઇ બાપને મદદ કરે ને આધાર ને આનંદરૂપ થઈ પડે એવડો થયો ત્યાં તો તે માંદો પડયો અને એક અઠવાડિયા સુધી ધગધગતા તાવે પથારીમાં શેકાઇ મરી ગયો. માર્ટિન છોકરાને દફનાવી આવ્યો પછી દારુણ નિરાશા આગળ એ એવો વિવેકવિહીન ને વિચારશૂન્ય બની ગયો કે ઇશ્વિર વિરુદ્ધ પણ બબડાટ કરવા લાગ્યો. શોકની વ્યાકુળતામાં પોતાનું પણ હવે મોત આવે એવી એ ફરી ફરી પ્રાર્થના કરવા લાગ્યો, ને પોતે વૃદ્ધ હતો છતાં એને જીવતો મૂકી પોતાના એકના એક ને લાડકવાયા છોકરાને ઉપાડી જવા બદલ ઇશ્વિરને ઠપકો આપવા લાગ્યો. એ પછી માર્ટિને દેવળમાં જવાનું પણ છોડી દીધું.

એક દિવસ, આઠ વરસથી યાત્રાર્થે પર્યટન કરતો માર્ટિનના વતનનો એક વૃદ્ધ ડોસો ટ્રોઇટ્સાના મઠમાંથી પાછા ફરતાં રસ્તામાં એને ઘેર મળવા આવ્યો. માર્ટિને તેની આગળ હૈયું ખોલી પોતાના દુઃખની વાત કરી.

'સાધુ પુરુષ, મને હવે જીવવાનીએ ઇચ્છા નથી રહી' એ

બોલ્યો: 'ભગવાન પાસે એક જ વાતું માગું છું કે મને હવે લઈ લે. દુનિયામાં મને હવે કોઇ જાતની આશા રહી નથી.'

તે વૃદ્ધ પુરુષે ઉત્તર આપ્યો: 'માર્ટિન, એવું આપણાથી બોલાય નહિ. ભગવાનનાં કાર્યો ને યોજનાઓની તુલના કરનાર આપણે કોણ? શું સારું ને શું નરસું તેનો નિર્ણય કરતી વખતે આપણે આપણી બુદ્ધિનો વિશ્વાસ ન કરવો, પણ પરમાત્માની કરુણામય બુદ્ધિ પર પૂર્ણ શ્રદ્ધા રાખવી. પરમાત્માને જો એમ ઠીક લાગ્યું કે તારો પુત્ર ગુજરી જાય ને તું જીવતો રહે, તો એ વસ્તુ જ ઉત્તમોત્તમ હોવી જોઇએ. ને તારી નિરાશાનું કારણ તો એ છે, કે તારા પોતાના જ સુખને અર્થે જીવન ગાળવા તું ઇચ્છે છે.'

'ત્યારે બીજા શાને અર્થે જીવન ગાળવાનું હોય?' માર્ટિને પૂછ્યું.

'ઇશ્વરપ્રીત્યર્થે, માર્ટિન' તે વૃદ્ધ પુરુષે જવાબ આપ્યો. 'એણે તને જીવન બક્ષ્યું છે, એટલે એને અર્થે જ તારે જીવન ગાળવું જોઈએ. જ્યારે તું એને માટે જીવતાં શીખીશ ત્યારે પછી તને શોકનું કારણ નહિ રહે અને બધી વાત પછી તને સરળ લાગશે.'

માર્ટિન ઘડી વાર ચૂપ રહ્યો, પછી એણે પૂછ્યું: 'પણ ઈશ્વરપ્રીત્યર્થે માણસે કેવી રીતે જીવન ગાળવું?'

વૃદ્ધ પુરુષે ઉત્તર આપ્યો: 'માણસે ઈશ્વરપ્રીત્યર્થે કેમ જીવન ગાળવું તે ક્રાઇસ્ટે દર્શાવ્યું છે. તને વાંચતાં આવડે છે? તો પછી સુવાર્તાની ચોપડી ખરીદી વાંચવા માંડ. ઈશ્વરપ્રીત્યર્થે કેમ જીવન ગાળવું તેની સમજ તને એમાંથી પડશે. બધી બાબત એમાં જણાવી છે.'

આ શબ્દો માર્ટિનના હૃદયમાં ઊંડા અંકાઇ ગયા; એટલે તે જ દિવસે જઇને એણે મોટાં બીબાંમાં છાપેલી નવવિધાન

( New Testament ) ની એક પ્રત પોતાને માટે ખરીદી અને વાંચવા માંડી.

પહેલાં તો તહેવારને દિવસે જ તે વાંચવાનો એનો વિચાર હતો, પણ એક વાર વાંચવા માંડયું એટલે એના હૈયાનો ભાર એવો હળવો થઇ ગયો કે એ રોજ વાંચવા લાગ્યો. કેટલીક વાર વાંચનમાં એ એવો તલ્લીન થઇ જતો કે દીવામાં તેલ ખૂટી જાય ત્યારે જ એ હાથમાંથી પુસ્તક છોડી શકતો. રોજ રાતે એણે વાંચવું ચાલુ રાખ્યું, ને જેમ એ વાંચતો ગયો તેમ પોતાના સંબંધમાં પરમાત્માની શી અપેક્ષા હતી ને શો આદેશ હતો તથા પરમાત્મ-પ્રીત્યર્થે પોતે કેમ જીવન ગાળી શકે તે એને વધારે સ્પષ્ટ થતું ગયું. અગાઉ, જ્યારે એ સૂવા જતો ત્યારે, એ શોકથી ભારે હૃદયે સૂતો, ને પોતાના નાના કૅપિટોનનો વિચાર આવતાં નિસાસા નાખતો. પણ હવે તો વારંવાર એટલું જ બોલતો: ' જય ! જય ! મારા **નાથ** ! **તારા** નામનો જય હો ! **તારી** જ ઇચ્છાનું અનુસરણ થાઓ ! '

ત્યારથી માર્ટિનનું આખું જીવન બદલાઇ ગયું. પહેલાં, તહેવારને દિવસે એ હોટેલ-પીઠામાં જઇ ચા પીતો ને કોઇ મળી જતું તો એકાદ બે જામ વોડકાની પણ ના ન પાડતો. કેટલીક વાર તો કોઇ દોસ્તની સાથે છાંટોપાણી લીધા પછી પીઠામાંથી એ બહાર આવતો ત્યારે એ છેક છાકટો તો ન બની જતો પણ ખૂબ લહેરમાં આવી જતો ને એની અસરમાં અર્થશૂન્ય બકવાદ કરતો તેમ કોઇને હોકારા પાડી બોલાવતો અથવા કોઈને અપશબ્દ કહેતો. હવે આ બધાં લક્ષણ એનામાંથી ચાલ્યાં ગયાં. એનું જીવન હવે શાંતિમય ને આનંદમય બની ગયું. સવારમાં એ પોતાનું કામ લઇ બેસતો ને જ્યારે દિવસભરનું કામ પૂરું થાય ત્યારે ભીંતેથી દીવો લઈ ટેબલ પર મૂકતો, અભરાઈ ઉપરથી પોતાની ચોપડી લેતો

ને તે ઉઘાડી વાંચવા બેસી જતો. એ જેમ જેમ વધુ વાંચતો, તેમ તેમ એને વધુ સમજ પડતી જતી અને મનમાં વધુ ને વધુ સ્પષ્ટતા તથા સુખનો અનુભવ એને થતો.

એક દિવસ એવું બન્યું કે પુસ્તકવાચનમાં લીન બનીને માર્ટિન મોડે સુધી બેસી રહેલો. એ લ્યુકની શુભવાર્તા વાંચતો હતો ને એના છઠ્ઠા પ્રકરણમાં આ શ્લોક સુધી એ આવી પહોંચ્યોઃ

'જે તને એક ગાલ પર તમાચો મારે તેની આગળ બીજો પણ ધરજે, ને તારી પાસેથી જે તારો ડગલો લઇ જાય તેને તારી બંડી પણ લઇ જતાં અટકાવતો નહિ. જે કોઈ તારી પાસે માગે તે દરેકને તું આપજે, ને તારી ચીજવસ્તુ જે લઇ જાય તેની પાછી ઉઘરાણી કરતો નહિ. ને માણસો તારા પ્રત્યે જેમ વર્તે એવી તારી ઇચ્છા હોય, તેમ તું એમના પ્રત્યે વર્તજે.'

એણે આ શ્લોકો પણ વાંચ્યા, જેમાં ભગવાન કહે છેઃ

'હું કહું છું તે તો કરતાં નથી ને મને 'નાથ' 'નાથ' તમો શા માટે કહો છો? જે કોઇ મારી પાસે આવી મારાં વેણ સાંભળી તેને અનુસરે છે તે કોના જેવો છે એ હું તમને બતાવું: તે એવા માણસ જેવો છે કે જેણે ખૂબ ઊંડું ખોદી ખડક ઉપર પાયો નાખી મકાન બાંધેલું; એટલે જ્યારે રેલનાં પાણી ચડેલાં ને પાણીનું પૂર મકાન સાથે જોસબંધ અથડાવા લાગેલું ત્યારે પણ એ મકાનને સહેજ પણ હચમચાવી શકેલું નહિ. કેમકે એનો પાયો ખડક ઉપર નાખેલો હતો અને આખી ઇમારત ખડક ઉપર બાંધેલી હતી. પણ જે સાંભળીને તેને અનુસરતો નથી તે એવા માણસ જેવો છે કે જેણે ભોંય ઉપર વગર પાયાનું મકાન બાંધેલું, એટલે પાણીનું પૂર જોસબંધ અફળાતાં, તે એકદમ કડડભૂસ કરતું જમીનદોસ્ત થઇ ગયું. ને એથી જે નુકસાન પહોંચ્યું તે પાર વિનાનું હતું.'

માર્ટિને જ્યારે આ શબ્દો વાંચ્યા ત્યારે એનો અંતરાત્મા પ્રસન્ન થઇ ગયો. નાકેથી ચશ્મા લઈ એણે ચોપડી પર મૂક્યા, અને ટેબલ પર કોણીઓ ટેકવી પોતે વાંચ્યું તેના વિશે વિચાર કરવા લાગ્યો. આ શબ્દોની કસોટી પર એણે પોતાના જીવનનો કસ આંકવા માંડયો અને પોતાના અંતરને એણે પૂછયું:

'મારું મકાન ખડક પર બાંધેલું છે કે રેતી પર ? ખડક પર બાંધેલું હોય તો તો ઠીક. આંહીં એકલા બેઠા હોઇએ ત્યારે તો બધું સહેલું દેખાય છે અને પોતે ઈશ્વરના સઘળા આદેશોને અનુસર્યો છે એમ માણસને લાગે છે. પણ જરાક નજરચૂક થઇ કે પ્રમાદ આવી ગયો કે તરત પાછું પાપ થઇ જાય છે. તો ય હું મંડયો રહેવાનો, એમાં કેવો આનંદ આવે છે ! હે નાથ ! મને એમાં મદદ કરજે !'

આ બધા વિચાર એના મનમાં ઊભરાતા હતા ને એ સૂવાની તૈયારી કરતો હતો, પણ ચોપડી હાથમાંથી હેઠી મૂકતાં જીવ ચાલતો નહોતો. એટલે એણે આગળ સાતમું પ્રકરણ પણ વાંચવા માંડયું—સો સૈનિકોના નાયક, વિધવાપુત્ર અને જોનના શિષ્યોને આપેલો ઉત્તર એ બધી વાતો વાંચવા માંડી—અને એમ વાંચતાં વાંચતાં એક તાલેવાન ફેરિસીએ ભગવાનને પોતાને ત્યાં નોતરેલા એ કથાભાગ સુધી એ આવી પહોંચ્યો. જેણે પાપમય જીવન ગુજારેલું એવી પેલી બાઇએ એના પગને તૈલમર્દન કર્યું અને પોતાનાં આંસુથી એના પગ પખાળ્યા એટલે એ બાઇને ભગવાને કેવી કૃતાર્થ કરી એ વાત પણ એણે વાંચી. ચુમ્માળીસમો શ્લોક આવતાં એણે વાંચ્યું:

'ને બાઇ ભણી વળી એણે સાઇમનને કહ્યું: દેખે છે તું આ બાઈને ? હું તારે ઘેર આવેલો, ને તેં મને પગ ધોવા પાણી પણ નહિ આપેલું, પણ આણે તો પોતાનાં આંસુથી મારા પગ

પખાળ્યા ને પોતાના વાળથી એ લૂછ્યા. તેં મને એક પણ ચુંબન કરેલું નહિ, ને આ તો જ્યારથી હું ઘરમાં દાખલ થયો છું ત્યારથી મારા પગને ચુંબન કરતાં થાકતી જ નથી. મારા માથામાં તેં તેલ નાખેલું નહિ, ને આણે તો મારે પગે લેપ ચોપડી મર્દન કર્યું.'

આ શ્લોકો વાંચી એ વિચારવા લાગ્યો: 'એણે તેના પગ ધોવા પાણી નહિ આપેલું, ચુંબન નહિ કરેલું, એના માથામા તેલ નહિ નાખેલું......' ને માર્ટિને વળી પાછાં નાકેથી ચશ્મા લઈ ચોપડી પર મૂક્યા ને વિચાર કરવા માંડ્યો.

'એ ફેરિસી મારા જેવો જ હશે. એ પણ ફક્ત પોતાના પંડનો જ વિચાર કરતો હશે—ચાનો પ્યાલો પીવો અને હૂંફાળો થઈને સુખચેનમાં રહેવું એની જ કાળજી રાખતો હશે. પોતાના પરોણાનો તો એ કદી ભાવ જ નહિ પૂછતો હોય. પોતાના પંડની એ કાળજી રાખતો, પણ પરોણાની તો જરાએ પરવા જ ન કરતો. ને પરોણો ત્યારે કોણ હતો? ભગવાન પોતે જ! એ મારી પાસે આવે તો હું ય શું એમ જ કરું?'

પછી માર્ટિને પોતાનું માથું પોતાના બન્ને હાથ ઉપર મૂક્યું ને હજી એને ખબર પડે એ પહેલાં તો ઊંઘમાં પડ્યો.

'માર્ટિન!' જાણે કોઈ એના કાન પાસે જ બોલતું હોય એમ એકાએક એણે અવાજ સાંભળ્યો.

ઊંઘમાંથી એ ઝબકી ઊઠ્યો. 'કોણ છે?' એણે પૂછ્યું.

આસપાસ નજર ફેરવી એણે દ્વાર તરફ જોયું, પણ ત્યાં કોઈ હતું નહિ. ફરીથી એણે બૂમ પાડી. એટલે એણે સર્વથા સ્પષ્ટ અવાજ સાંભળ્યો: 'માર્ટિન, માર્ટિન! કાલે રસ્તા ઉપર નજર રાખજે, કેમકે હું આવવાનો છું.'

માર્ટિને પોતાની તંદ્રા ખંખેરી નાખી જાતને જાગ્રત કરી,

ખુરશીમાંથી ઊભો થયો ને પોતાની આંખો ચોળી, પણ આ શબ્દો એણે જાગ્રદવસ્થામાં સાંભળ્યા કે સ્વપ્નાવસ્થામાં તે એ નક્કી કરી શક્યો નહિ. એણે દીવો બુઝાવી નાખ્યો ને નિદ્રા લેવા સૂઇ ગયો.

બીજે દિવસ સવારે સૂર્યોદય થયા પહેલાં એ ઊઠયો ને પ્રાર્થના કર્યા પછી દેવતા સળગાવી પોતાને માટે કોબીજની કઢી ને ઘઉંની રાબ તૈયાર કરી. પછી એણે સગડી ચેતાવી પોતાનું મળવસ્ત્ર ધારણ કરી પોતાનું કામ કરવા બારી આગળ બેઠક લીધી. બેઠો બેઠો કામ કરતો હતો ત્યાં તેને આગલી રાતનો બનાવ યાદ આવ્યો. ઘણી વાર તે એને સમણા જેવું લાગતું હતું, પણ પાછું ઘણી વાર એને એમ પણ વિચાર આવતા કે એણે ખરેખર એ અવાજ સાંભળેલો. આવા બનાવ અગાઉ પણ બનેલા છે ' એને મનમાં થતું.

એ પ્રમાણે એ બારી આગળ બેઠો હતો ને કામ કરતો તેથી વધુ એ રસ્તા ઉપર જોયા કરતો હતો; અને જ્યારે જ્યારે અજાણ્યાં પગરખાં પહેરીને કોઈ નીકળતું ત્યારે ત્યારે એ માથું નીચું નમાવી ઊંચે નજર નાખતો, એટલે એ પગરખાં પહેરનારના પગ જ નહિ પણ ચહેરો પણ દેખાતો. પહેલાં એક પગી નવા બનાતના જોડા પહેરી નીકળ્યો, પછી એક પાણીવાળો પસાર થયો. પછી તરત નિકોલસના રાજ્યસમયનો એક વૃદ્ધ સૈનિક હાથમાં કોદાળી લઈ બારી આગળથી પસાર થયો. તેના જોડા બનાતના જૂના ને ગંદા હતા, ને ઉપર ચામડાનાં થીગડાં માર્યાં હતાં. એટલે માર્ટિને તેને તેના જોડા ઉપરથી ઓળખી કાઢ્યો. એ વૃદ્ધનું નામ સ્ટિપાનિચ હતું ને પાડોશનો એક વેપારી તેને દયા-ભાવથી પોતાને ઘેર રાખતો. ત્યાં તેનું કામ પગીને મદદ કરવાનું હતું. માર્ટિનની બારી આગળનો બરફ એ વાળવા લાગ્યો. માર્ટિને એના પર નજર નાખી ને પછી પોતાનું કામ કર્યે રાખ્યું.

'અવસ્થાને લીધે મગજની કમાન કંઈક છટકી ગઈ લાગે છે,' પોતાની તરંગમાલા પર હસતાં એ બોલ્યો: 'આ સ્ટિપાનિચ બરફ વાળવા આવ્યો છે તેને હું ઊઠી મને મળવા આવેલા ક્રાઇસ્ટરૂપે કલ્પી લઉં છું. ઘડપણને લીધે સાવ ખસી ગયું!'

છતાં દશબાર ટેભા લીધા હશે ત્યાં તો બારી તરફ એનું ચિત્ત ફરી આકર્ષાયું. એણે જોયું કે સ્ટિપાનિચે પોતાની કોદાળી ભીંતને ટેકવી રાખી હતી અને તે પોતે ગમે તો વિસામો લેતો હોય અથવા જરા હૂંફાળો થવા યત્ન કરતો હોય એમ થોભ્યો હતો. એ માણસ બુઝર્ગ બની ગયો હતો અને તેની જાત હવે ચાલતી નહોતી. બરફ વાળવા જેટલી પણ તાકાત તેનામાં હવે રહી નહોતી એ દેખાઈ આવતું હતું.

'તેને બોલાવીને થોડી ચા આપું તો?' માર્ટિનને વિચાર આવ્યો. 'સગડી ઉપર પાણી બરાબર ઊકળ્યું છે.'

પોતાની આર તેની જગ્યાએ ઘોંચી મૂકી એ ઊભો થયો, અને સગડી ટેબલ પર મૂકી એણે ચા બનાવી. પછી બારી પર આંગળી વડે ટકોરો કર્યો. એટલે સ્ટિપાનિચ એ બાજૂ વળ્યો ને બારી પાસે આવ્યો. માર્ટિને તેને અંદર આવવા ઇશારત કરી ને પોતે બારણું ખોલવા સામો ગયો.

'આવોને અંદર' એ બોલ્યો 'ને જરા હૂંફાળા થાવ. ઠરી ગયા હશો.'

'ભગવાન તમારું ભલું કરે!' સ્ટિપાનિચે જવાબ આપ્યો. 'ખરી વાત છે, મારાં હાડકાં કળે છે.' પહેલાં બરફ ખંખેરી નાખી અંદર આવ્યો ને ઓરડીની જમીન ઉપર કદાચ ડાઘા પડે એવી બીકે તેણે પોતાના પગ લૂછવા માંડયા, પણ એમ કરતાં તે લથડયો ને પડતો પડતો રહી ગયો.

'પગ લૂછવાની તકલીફ લેવાની જરૂર નથી. તમારા જોડા હું જ લૂછી નાખીશ. મારો તો એ રોજનો ધંધો છે! આવો ભાઈ, બેસો, ને જરા ચા પીઓ.'

બે પ્યાલા ભરી એમાંથી એક એણે સ્ટિપાનિચને આપ્યો, ને પોતાના પ્યાલામાંથી રકાબીમાં ચા કાઢી ફૂંકવા લાગ્યો.

સ્ટિપાનિચે પોતાનો પ્યાલો ખાલી કર્યો અને તે ઊંધો મૂકી[1] વધેલી ખાંડ તેની ઉપર મૂકી, ને આભાર દર્શાવવા માંડ્યો. પણ એ તો સ્પષ્ટ દેખાતું હતું કે હજુ થોડી વધુ ચા આપી હોય તો તે રાજી થાય.

'એક બીજો પ્યાલો લ્યો.' પોતાનો ને તેનો બન્નેના પ્યાલા ભરતાં માર્ટિને કહ્યું. પણ પોતાની ચા પીતો હતો તે દરમિયાન માર્ટિને રસ્તા ઉપર જોયા કર્યું.

'કોઈની વાટ જુઓ છો?' સ્ટિપાનિચે પૂછ્યું.

'કોઈની વાટ જોઉં છું? ઠીક, જુઓ, કહેતાં શરમ આવે એવી વાત છે. ખરેખર કોઈની વાટ જોઉં છું એવું નથી. પણ કાલે રાત્રે મેં કંઈક સાંભળેલું તે કેમે કરતાં મગજમાંથી ખસતું નથી. એ કંઈ સમણું હતું કે કેવળ કલ્પના હતી એ કંઈ કહી શકાતું નથી. જુઓ, ભાઈ, વાત એમ છે કે કાલે રાતે હું સુવાર્તા વાંચતો હતો. એમાં ભગવાન ક્રાઈસ્ટે કેવાં દુઃખ ભોગવેલાં ને એ પૃથ્વી પર કેવી રીતે વિચરેલા એની વાત છે. તમે તો એ કથા સાંભળી જ હશે, બેશક.'

'મેં એની કથા તો સાંભળી છે' સ્ટિપાનિચે ઉત્તર આપ્યો, 'પણ હું તો અભણ છું, એટલે વાંચી શકતો નથી.'

---

૧. વાસણ ઊંધું વાળી મૂકવું એ પોતાને પૂરતું મળી ગયું છે એવું સૂચવવાની પ્રચલિત સંકેતરીતિ હતી.

'વારું, તે હું એ પૃથ્વી પર કેમ વિચરેલા એ વાંચતો હતો. તમને ખબર છે ને એમાં એક એવી વાત આવે છે કે એનો યથાયોગ્ય સત્કાર ન કર્યો એવા ફેરિસીને ત્યાં એ ગએલા. એ ભાગ હું વાંચતો હતો. વારું, ભાઇ, હું એ વાત વાંચતો હતો એવામાં એ માણસે ક્રાઇસ્ટ ભગવાનનો યોગ્ય આદરસત્કાર ન કર્યો તે વિશે વિચાર કરવા લાગ્યો. મને એમ થયું કે, ધારો કે આવો પ્રસંગ મારા જીવનમાં જ આવ્યો હોય, તો એનો આદરસત્કાર કરવામાં હું શી મણા રાખું? પણ પેલા માણસે તો એનો લગારે આદરસત્કાર કર્યો જ નહિ. ને ભાઇ, આવા વિચાર કરતો હતો એવામાં મને ઝોકું આવી ગયું, ને ઝોકું આવ્યું ત્યાં મને કોઇ નામ દઇને બોલાવતું હોય એવો અવાજ મેં સાંભળ્યો. હું જાગ્યો, ને મને લાગ્યું કે કોઇ મારા કાનમાં કહેતું હતું: "મારી વાટ જોજે, કાલે હું આવીશ." આવું બે વાર બન્યું. ને સાચું કહું તો એ વાત મારા મનમાં એવી ઊંડી ઊતરી ગઈ છે, કે કહેતાં શરમ આવે છે તોય કબૂલ કરવું પડે છે, કે મારો વહાલો નાથ આવશે એવી મને આશા છે ને તેથી હું એની વાટ જોયા કરું છું."

સ્ટિપાનિચે મૂંગા મૂંગા માથું હલાવ્યું ને પોતાનો પ્યાલો ખાલી કરી ઊંધો મૂકયો. પણ માર્ટિને, ફરી તે સવળો કર્યો ને એને માટે ફરી ભરી આપ્યો.

'લ્યો, હજી એક પ્યાલો પીઓ. ને મને એવા વિચાર આવ્યા કે પૃથ્વી પર એ વિચરતા હતા ત્યારે એ કોઇને ધિક્કારતા નહોતા, ને મોટે ભાગે સામાન્ય લોકવર્ગમાં જ ફરતા હતા. એ તો સાદા ડોળ વિનાના માણસોમાં ભળતા, ને આપણે આવા પાપી છીએ તો ય એણે ચેલા બનાવ્યા તે પણ આપણા જેવા વસવાયાના વર્ગમાંથી જ બનાવ્યા. "જે કોઇ જાતે મોટો થઈને ફરશે" એણે

કહ્યું છે " તે નીચો પડવાનો, ને જે કોઇ જાતે નમ્ર બનીને રહેશે તે મોટો થશે." કેમકે એણે કહેલું " ગરીબ, નમ્ર, સાલસ ને દયાળુ લોકો જ ભાગ્યશાળી ને સુખી છે." '

સ્ટિપાનિચ પોતાની ચા પીવી ભૂલી ગયો. તે બુઝર્ગ ડોસો હતો, એટલે તેની આંખમાં એકદમ આંસુ આવી જતાં. એટલે અહીં બેઠા બેઠા તેણે જે વાત સાંભળી તેથી એના ગાલ ઉપરથી આંસુ દડદડ પડવા લાગ્યાં.

'લ્યો, થોડી વધુ પીઓ' માર્ટિને કહ્યું. પણ સ્ટિપાનિચે ક્રોસની નિશાની કરી એનો આભાર માન્યો અને પોતાનો પ્યાલો આઘો ખસેડી ઊભો થયો.

'તમારો પાડ માનું છું, માર્ટિન એડીચ' તે બોલ્યો, 'મારા શરીર ને આત્મા બન્નેને તમે પોષણ ને શાંતિ બેઉ આપ્યાં.'

'તમે આવતા હો તો સારું લાગે. કોઇક બીજી વાર આવજો. મહેમાન આવે એ મને ગમે છે' માર્ટિન બોલ્યો.

સ્ટિપાનિચ ચાલતો થયો, ને માર્ટિને બાકી વધેલી બધી ચા પ્યાલામાં રેડી દીધી ને પોતે પી ગયો. પછી એ ચાનાં વાસણ મૂકી આવ્યો, ને પોતાનું કામ કરવા બેઠો અને એક જોડાના પાછલા સીવણના ટેભા ભરવા લાગ્યો. ટેભા ભરતો ગયો તેમ એણે બારીમાંથી જોયા કર્યું. એ ક્રાઇસ્ટની વાટ જોતો હતો અને તેનાં કૃત્યો વિશે વિચાર કર્યા કરતો હતો. એટલે એનું મગજ ક્રાઇસ્ટનાં કથનોથી ભરપૂર બની ગયું.

બે સિપાઇઓ ત્યાં થઇને પસાર થયા. તેમાંથી એકે સરકારી બૂટ પહેર્યા હતા અને બીજાએ ઘરના જોડા પહેર્યા હતા. પછી એક પાડોશનો મકાનધણી નીકળ્યો. તેણે ચકમકતા ચામડાના બૂટ પહેર્યા હતા. તે પછી હાથમાં ટોપલી લઇને એક ભઠિયારો પસાર

થયો. આ બધા ચાલ્યા ગયા. પછી પગમાં મોજાં ને ગામઠી જોડા પહેરીને એક બાઇ આવી. બારી આગળથી તો તે પણ પસાર થઇ ગઈ, પણ ભીંત આગળ ઊભી રહી. બારીમાંથી માર્ટિને તેના તરફ નજર નાખી તો એને લાગ્યું, કે તે કોઇ અજાણી બાઇ હતી. તેણે કપડાં પહેર્યાં હતાં તે પૂરતાં નહોતાં તેમ સારાં પણ ન હતાં અને તેણે કેડમાં એક છોકરાને તેડ્યું હતું. સૂસવાતા પવન તરફ પીઠ રાખીને ભીંતની ઓથે તે ઊભી રહીને બચ્ચાને કશુંક ઓઢાડવાનાં ફાંફાં મારવા લાગી, પણ ઓઢાડવા જેવું કશું તેની પાસે હતું નહિ. તે બાઇએ કેવળ ઉનાળામાં જ ચાલે એવાં કપડાં પહેર્યાં હતાં, ને એ પણ મેલાં ને ઘસાઇ ગએલાં હતાં. બારીમાંથી માર્ટિને પેલા બચ્ચાના રડવાનો અવાજ સાંભળ્યો. બાઈ એને છાનું રાખવા મથતી હતી પણ તેનું કંઇ વળતું નહોતું, એ પણ એણે સાંભળ્યું. એટલે માર્ટિન ઊભો થયો અને બારણા બહાર નીકળી પગથિયા પર ઊભા રહી એણે તે બાઇને બોલાવી.

'બહેન, ઓ બહેન!'

બાઇએ એ શબ્દો સાંભળ્યા એટલે તે એ તરફ વળી.

'બચ્ચાને લઈને ત્યાં ટાઢમાં કાં ઊભી છે, બહેન? અંદર આવને, ઓરડી હૂંફભરી છે, એટલે અહીં બચ્ચાને બરાબર ઢબૂરી શકાશે. આમ થઇને આવ!'

મળવસ્ત્ર પહેરેલા ને નાકે ચશ્મા ચડાવેલા કોઈ ડોસાને પોતાને બોલાવતો દેખી બાઈને નવાઇ લાગી, તે એની પાછળ પાછળ અંદર આવી.

પગથિયાં ઊતરી એ બન્ને અંદર આવ્યાં, ને એ નાનકડી ઓરડી-માં દાખલ થયાં એટલે એ ડોસો તે બાઈને ખાટલા પાસે લઈ ગયો.

'બહેન, અહીં ભઠ્ઠી નજીક બેસ; હૂંફાળી થા ને બચ્ચાને ધવરાવ.'

'ધાવણ જ ક્યાં બચ્યું છે? કાલ સવારનું મેં ખાધું જ નથી.' તે બાઇ બોલી, પણ તોય છોકરાને તેણે ધવરાવવા માંડ્યું.

માર્ટિને સમભાવમાં પોતાનું માથું ધુણાવ્યું. પછી એ થોડો રોટલો લાવ્યો ને પડખે એક ઠામ આણી મૂક્યું. પછી ભઠ્ઠીની જાળી ઉઘાડી અંદરથી કોબીજની કઢી કાઢી એ ઠામમાં થોડી રેડી. રાબની હાંડલી પણ એણે બહાર કાઢી, પણ રાબ હજુ બરાબર થઇ નહોતી, એટલે ટેબલ પર લૂગડું પાથરી એણે રોટલો ને કઢી એ બે જ વાનાં તે બાઈને પીરસ્યાં.

'આવ બહેન, બેસ અહીં, છોકરાને હું રાખીશ. ભગવાનની મહેરથી મારે ય છોકરાં હતાં, એટલે છોકરાં રાખતાં મને આવડે છે.'

તે બાઇએ ક્રોસની નિશાની કરી ને પછી ટેબલ આગળ બેસી ખાવા માંડ્યું, એટલે માર્ટિને બચ્ચાને ખાટલામાં સુવાડ્યું ને પોતે તેની પાસે બેઠો. છોકરાને રમાડવા એણે મોઢેથી ડચકારા જેવો અવાજ કરવા માંડ્યો, પણ મોંમાં દાંત નહિ હોવાથી બરાબર અવાજ કરી શક્યો નહિ, ને તેથી છોકરું છાનું પણ રહ્યું નહિ. પછી એણે પોતાની આંગળી છોકરા આગળ ધરી જોઇ. છોકરાના મોં પાસે સીધી એ આંગળી લઇ જતો ને પાછો તરત તે પાછી ખેંચી લેતો. આમ એણે વારંવાર કરવા માંડ્યું. આંગળી એ છોકરાના મોંમાં જવા દેતો નહોતો, કેમકે જોડા બનાવવામાં વપરાતી લાહીથી ખરડાએલી હોવાથી તે આખી કાળી બની ગઇ હતી. પણ આંગળી ઉપર નજર ઠરતાં ને એ જોતાં જોતાં બચ્ચું પહેલાં તો છાનું રહી ગયું ને પછી હસવા લાગ્યું. એટલે માર્ટિન ખૂબ રાજી થયો.

પેલી બાઈ બેઠી બેઠી ખાતી હતી અને વાતો કરતી જતી હતી. વાતોમાં તેણે પોતે કોણ હતી અને ક્યાં ગઈ હતી એ જણાવ્યું.

'મારો ધણી લશ્કરમાં સિપાઇ છે.' તે બોલી 'આઠ મહીના ઉપર આઘે આઘે ક્યાંક એમને લઇ ગયા છે, ને ત્યાર કેડે મને એમના કંઇ ખરખબર મળ્યા નથી. આ છોકરું થયું ત્યાં સુધી તો હું એક ઠેકાણે રંધવારી તરીકે રહી'તી, પણ છોકરું આવ્યા પછી એ લોકોએ મને રાખી નહિ. ત્રણ મહીનાથી હું ફાંફાં મારું છું, પણ ક્યાંય નોકરી મળતી નથી, ને ઘરમાં હતું એ બધું મારે અનાજ લાવવા વેચી દેવું પડયું છે. લોકોને ત્યાં બચ્ચું ધવરાવવા રહેવા મેં મહેનત કરી જોઇ, પણ કોઇ મને રાખતું નથી. બધાં કહે છે, આવી ભૂખડી દુકાળિયણ જેવી દૂબળી બાઇને કોણ રાખે? અત્યારે હું એક વેપારીની બૈરીને મળવા ગઇ'તી (અમારા ગામની એક બાઇ એને ત્યાં નોકર છે) ને એણે મને રાખવા જીભ દીધી છે. એટલે મને લાગ્યું કે આખરે વાત નક્કી થઈ ખરી. પણ ત્યાં તો એણે એમ કીધું કે આવતા અઠવાડિયા સુધી કામે આવવાનું નથી. એનું ઘર બહુ આઘું છે એટલે હું તો થાકીને લોથ થઇ ગઇ છું ને આ બાપડું બચ્ચું પણ ભૂખે અધમૂવું થઇ ગયું છે. એટલાં વળી નસીબ સારાં છે કે મકાનમાલિક બાઈ મારા ઉપર મહેર રાખીને ઘરમાં મફત પડી રહેવા દે છે, નહિ તો તો અમારા કોણ જાણે શાએ હાલ થાત.'

માર્ટિને નિસાસો મૂકયો. 'તારી પાસે કંઈ ગરમ કપડાં નથી, બહેન?' એણે પૂછ્યું.

'ગરમ કપડાં કયાંથી હોય?' બાઇ બોલી 'એક રહીસહી શાલ હતી તે પણ છ પેન્સમાં મારે કાલે ગિરો મૂકવી પડી.'

પછી બાઇએ આવી બચ્ચાને તેડયું એટલે માર્ટિન ઊભો

થયો. કેટલાંક કપડાં દીવાલ પર ભેરવેલાં લટકતાં હતાં ત્યાં જઈ આમ તેમ જોઇ એમાંથી એક જૂનો ડગલો લઈ એ પાછો આવ્યો.

'લે બહેન,' એણે કહ્યું 'છે તો વપરાઇ વપરાઇને જીરણ થઈ ગએલો, તોય તારા આ દીકરાને પહેરાવવા ખપ લાગશે.'

બાઇ એ ડગલા પર ને પછી ડોસા પર દૃષ્ટિ નાખીને એ લેતાં લેતાં રડી પડી. એટલે માર્ટિન ત્યાંથી ખસી ગયો ને નીચો નમી ખાટલા હેઠે પેસી એક નાનકડી ટ્રંક ત્યાંથી લઈ આવ્યો. થોડી વાર સુધી એણે ટ્રંકમાં કંઇક ખોળાખોળ કરવાનો ડોળ કર્યો ને પછી પાછો બાઇની સામે આવી બેઠો એટલે બાઇ બોલીઃ

'ભાઈ, ભગવાન તમારું ભલું કરે. ખરેખર, ઈસુ ભગવાને જ મને તમારી બારી આગળ મોકલી હશે, નહિ તો મારું બચ્ચું તો ટાઢે ઠરીને મરી જ જાત. ઘેરથી નીકળી ત્યારે કંઇ એવી ટાઢ નહોતી. પણ અત્યારે તો જુઓને, કેવી કડકડતી ઠંડી લાગે છે! ખરે, બારીમાંથી જોઈ મારા જેવી પામર બાઇ પર મહેર કરવાનું તમને ઈસુ ભગવાને જ સુઝાડ્યું હશે.'

માર્ટિને મોં મલકાવી કહ્યું: 'તારી વાત સાવ સાચી છે. એણે જ મને એ બધું કરવાનું સુઝાડ્યું. બારીમાંથી મેં જોએલું તે છેક અકસ્માત્ અમસ્થું જ નહિ જોએલું.'

એટલે પછી એણે તે બાઇને પોતાના સ્વપ્નાની વાત કહી. પોતે જરૂર મળવા આવશે એવો ભગવાનનો અવાજ એણે સાંભળેલો તે જણાવ્યું.

'હોય ભાઇ, એમ પણ હોય' બાઇએ કહ્યું. 'એની માયાની આપણને શી ગમ પડે? એ તો ચહાય સો કરે.' પછી તે ઊભી થઇ ને કાયા:પર પેલો ડગલો નાખી પોતાની ને પોતાના

બચ્ચાની આસપાસ તે લપેટી દીધો. પછી નમન કરી તેણે ફરી માર્ટિનનો આભાર માન્યો.

'ઈસુ ભગવાનને ખાતર આટલું લેતી જા' એમ કહી ગિરો મૂકેલી શાલ છોડાવવા માર્ટિને તેને છ પેન્સ આપ્યા. બાઇએ ક્રોસની નિશાની કરી તેમ માર્ટિને પણ કરી અને પછી એ તેને બારણાં સુધી મૂકી આવ્યો.

બાઈના ગયા પછી માર્ટિને થોડી કોબીજની કઢી ખાધી ને પછી બધું સાફસૂફ કરી ફરી કામે બેઠો. બેઠો બેઠો એ કામ કરતો હતો, પણ બારી ભણી નજર નાખવાનું એ ચૂકતો ન હતો. જેવો કોઇ પડછાયો પડે કે તરત કોણ જાય છે તે જોવા એ ઊંચે નજર નાખતો. કેટલાક જાણીતા તેમ અજાણ્યા માણસો પસાર થયા, પણ એમાં ધ્યાન ખેંચે એવું કોઈ હતું નહિ.

થોડી વાર પછી માર્ટિને બરાબર પોતાની બારી આગળ જ એક સફરજન વેચનારી બાઇને ઊભી રહેલી જોઈ. તેની પાસે એક મોટો ટોપલો હતો, પણ એમાં ઝાઝાં સફરજન રહ્યાં હવે દેખાતાં ન હતાં. પોતાનો માલ ઘણોખરો તો તેણે વેચી દીધો જ લાગતો હતો. પીઠ પર તેણે છોડિયાં ભરેલો કોથળો ઉપાડ્યો હતો અને એ તે ઘેર લઈ જતી હતી. કોઈ નવી ઇમારતનું કામ ચાલતું હશે ત્યાંથી તેણે એ છોડિયાં લીધેલાં. તેનો વાંસો હવે દૂખવા આવ્યો હતો એટલે એક બાજૂના ખભા પરથી બીજી બાજૂના ખભા પર તે બેસવવાની તેની ઇચ્છા હતી, તેથી એ કોથળો તેણે ફૂટપાથ પર મૂક્યો ને ટોપલો થાંભલા પર મૂકી કોથળામાંનાં છોડિયાં હલાવી સરખાં કરવા લાગી. તે આમ કોથળો સરખો કરતી હતી એવામાં એક ફાટેલી ટોપી પહેરેલો છોકરો ત્યાં દોડી આવ્યો ને ટોપલામાંથી એક સફરજન ઝૂંટવી લઇ છટકી જવાનો

યત્ન કરવા લાગ્યો. પણ પેલી ડોશી તે દેખી ગઈ એટલે એના તરફ ફરી એને બાંયેથી પકડયો. ડોશીના હાથમાંથી છૂટો થવા એ મથામણ કરવા લાગ્યો, પણ ડોશીએ એને બન્ને હાથે પકડી રાખ્યો. એના માથા પર ધપ્પો મારી એની ટોપી આઘે ઉડાડી મૂકી ને એના વાળ પકડી રાખ્યા. આથી છોકરો ચીસેચીસ પાડવા લાગ્યો અને બીજી તરફથી ડોશી એને વઢવા લાગી. આ જોઇ માર્ટિને પોતાની આર પડતી મૂકી, યોગ્ય સ્થળે તે મૂકવા પણ ઊભો ન રહ્યો, અને એકદમ ઉતાવળો ઉતાવળો બારણા બહાર ગયો. પગથિયાં ચડતાં ચડતાં એ જરા લથડયો ને ઉતાવળમાં એનાં ચશ્મા પડી ગયા, પણ તોય એ રસ્તા પર ઝટ દોડી ગયો. જઇને જુએ છે તો પેલી ડોશી છોકરાના વાળ ખેંચી એને ઠપકો આપતી હતી ને એને પોલીસ આગળ ઘસડી જવાની ડરામણી દેખાડતી હતી. છોકરો સામો થઇ છૂટવાને મથતો હતો ને કહેતો હતો : ‘ આંહીં કોણે સફરજન લીધું છે ? ને મારે છે શાની ? છોડી દે મને !’

માર્ટિને જઈ બન્નેને જુદાં પાડયાં. છોકરાનું બાવડું પકડી એ બોલ્યો: ‘ હવે જવા દ્યો એને, ડોશીમા. ઈસુ ભગવાનને ખાતર એને માફ કરો.’

‘ એને હું એવી ખબર પાડીશ કે એક વરસ સુધી એ ભૂલે નહિ. એ લુચ્ચાને હું પોલીસ પાસે જ લઇ જવાની !’

માર્ટિન ડોશીને વિનવવા લાગ્યો.

‘ ડોશીમા, જવા દ્યો એને. હવે બીજી વાર એવું નહિ કરે: ઈસુ ભગવાનને ખાતર જવા દ્યો એને.’

એટલે ડોશીએ એને છૂટવા દીધો. તરત છોકરો દોટ મૂકવા જતો’તો, પણ માર્ટિને એને અટકાવ્યો.

'ડોશીમાની માફી માગ!' એ બોલ્યોઃ 'ને બીજી વાર એવું કરીશ નહિ. સફરજન લેતાં મારી નજરે મેં તને જોયો હતો.'

છોકરો રડવા લાગ્યો ને એણે માફી માગી.

'હં, હવે ઠીક, ને લે આ એક સફરજન' એમ કરી ટોપલામાંથી એક સફરજન લઇ માર્ટિને એ છોકરાને આપ્યું. 'ડોશીમા, એના પૈસા હું આપીશ.'

'એમ કરીને તો એ બધા લુચ્ચાઓને તમે વંઠાડી મૂકશો' ડોશી બોલી. 'એને તો વાંસામાં એવા ચાબખા મારવા જોઇએ કે અઠવાડિયા સુધી યાદ રહે.'

'અરે ડોશીમા, ડોશીમા,' માર્ટિન બોલ્યોઃ 'એ તો આપણી રીત—ભગવાનની રીત એવી નથી. એક સફરજન ચોર્યું એમાં એને જો ચાબખા મારીએ તો આપણે રોજ પાપો કરીએ છીએ એ બદલ આપણને કેટલી બધી સજા થવી જોઇએ?'

ડોશી કંઇ બોલી નહિ.

માર્ટિને પછી, એક શેઠે પોતાના નોકરનું મોટી રકમનું દેણું માફ કરેલું, પણ તે જ નોકરે પાછા પોતાના દેણદાર પાસે જઈ તેની ગરદન પકડેલી એ વિશેની દૃષ્ટાંતકથા ડોશીને કહી સંભળાવી. ડોશીએ એ બધી વાત ધ્યાન દઈને સાંભળી ને છોકરો પણ એ સાંભળતો ઊભો રહ્યો.

'ભગવાનની આપણને આજ્ઞા છે કે આપણે માફી આપવી' માર્ટિન બોલ્યો 'નહિ તો આપણને માફી નહિ મળે. માટે સૌને માફી આપવી, ને એમાં આવા અવિચારી પોરિયાઓને તો ખાસ આપવી.'

ડોશીએ પોતાનું માથું ધુણાવી નિસાસો મૂકયો.

'વાત તો સાચી છે,' તે બોલી 'પણ આ છોકરા બધા હવે બહુ બગડવા માંડયા છે.'

'તો પછી આપણે વૃદ્ધોએ એમને સાચી રીત શીખવવી જોઈએ' માર્ટિને જવાબ આપ્યો.

'હુંય એ જ કહું છું' ડોશી બોલી 'મારે આવાં સાત છોકરાં હતાં એમાંથી હવે એક છોકરી જ રહી છે.' પછી પોતે પોતાની છોકરી સાથે ક્યાં કેવું જીવન ગુજારતી હતી અને પોતાની છોકરીને કેટલાં છોકરાં હતાં તેની વાત ડોશીએ કહેવા માંડીઃ 'જુઓ, મારા પંડમાં તો હવે કંઇ તાકાત રહી નથી, પણ છોકરીનાં છોકરાં માટે આ બધું વૈતરું કરું છું. છોકરાં બહુ મજાનાં છે. નાનકડી એની તો મને મૂકીને કોઇની આગળ જાય જ નહિ હવે. "એ તો દાદીમા આવ્યાં, વહાલાં દાદીમા, હેતાળ દાદીમા!" એમ એ આખો દહાડો બોલ્યા કરે છે.' આ વિચારે ડોશી પૂરેપૂરી નરમ ને શાંત થઇ ગઈ.

'એ તો એની છોકરમત જ હતી. ભગવાન એને ભલી મત દે' પેલા છોકરા વિશે બોલતાં તેણે કહ્યું.

ડોશી કોથળો વાંસે ઊંચકવા જતી હતી ત્યાં છોકરો કૂદીને આગળ આવ્યો ને બોલ્યોઃ 'લાવો ડોશીમા, હું ઉપાડું. મારે પણ એ જ રસ્તે જવું છે.'

ડોશીએ માથું હલાવી હા પાડી અને કોથળો છોકરાની પીઠ પર મૂક્યો. પછી બન્ને જણ રસ્તે ચાલવા લાગ્યાં ને પેલા સફરજનના પૈસા માર્ટિન પાસે માગવાનું તો ડોશી તદ્દન ભૂલી જ ગઈ. બન્ને જણ વાતો કરતાં કરતાં જતાં હતાં તે માર્ટિન ઊભો ઊભો જોઈ રહ્યો.

જ્યારે તે દેખાતાં બંધ થયાં ત્યારે માર્ટિન ઓરડીમાં પાછો આવ્યો. પગથિયા પર પોતાના ચશ્મા ભાગ્યા વગર એવા ને એવા અખંડ પડ્યા હતા તે એણે લઈ લીધા ને આર લઈ એ કામે બેઠો. થોડી વાર એણે કામ કર્યું, પણ પછી ચામડામાં પાડેલાં કાણાંમાં દોરા નાખવાના હતા તે દેખાતા બંધ થયા. એ જ વખતે રસ્તા ઉપરના દીવા સળગાવવાને બત્તીવાળાને ત્યાં થઈને નીકળતો એણે દીઠો.

'આ તો બત્તી વખત થઈ ગયો લાગે છે' એને મનમાં થયું. તેથી એણે પોતાનો દીવો કર્યો ને ઊંચે લટકાવ્યો, ને ફરી પાછો કામે બેઠો. એક બૂટ એણે પૂરો કર્યો, ને આસતેમ ફેરવી બધે તપાસી જોયો. તે બરાબર સિવાયો હતો. પછી એણે સઘળાં ઓજાર એકઠાં કરી લીધાં, ચામડાના ટુકડા પડ્યા હતા તે વાળી નાખ્યા, સૂતર દોરા વગેરે બધું ઠેકાણે મૂકી દીધું, ને દીવો નીચો ઉતારી ટેબલ પર મૂક્યો. પછી અભરાઈ ઉપરથી સુવાર્તાનું પુસ્તક લીધું. આગલે દિવસે એણે ચામડાનો કકડો મૂકી નિશાન રાખેલું એ પાનું કાઢવા એણે ધારેલું, પણ ચોપડી બીજી જ જગ્યાએ ઊઘડી. માર્ટિને ચોપડી ઉઘાડી એ વખતે ગઈ કાલનું સ્વપ્નું એના મગજમાં ફરી તાજું થયું, ને જેવો એને એ વિચાર આવ્યો કે તરત પોતાની પીઠ પાછળ કોઈ ચાલતું હોય ને જાણે એનાં પગલાંનો અવાજ એ સાંભળતો હોય એમ માર્ટિનને લાગ્યું. માર્ટિને ફરીને એ બાજૂ જોયું તો જાણે અંધારા ખૂણામાં કોઈ માણસો ઊભા હોય ને એ કોણ છે તે પોતે કળી ન શકતો હોય એમ એને લાગ્યું. ને પોતાના કાનમાં એણે ધીમો ગણગણાટ સાંભળ્યો: 'માર્ટિન, માર્ટિન, મને ઓળખતો નથી?'

'કોણ છે એ?' માર્ટિન ધીરેથી બોલ્યો.

'એ તો હું છું.' એ અવાજે કહ્યું. ને અંધારા ખૂણામાંથી સ્ટિપાનિચ આગળ આવ્યો અને જરા સ્મિત કરી ધુમાડાના ગોટાની પેઠે અંતર્ધાન થઈ ગયો.

'એ તો હું છું.' એ અવાજે ફરીથી કહ્યું. ને અંધારામાંથી બે હાથે બચ્ચાને તેડી પેલી બાઇ આગળ આવી. બાઇએ સ્મિત કર્યું ને બચ્ચું હસી ઊઠ્યું, અને પછી એ બન્ને પણ અંતર્ધાન થઈ ગયાં.

'એ તો હું છું.' એ અવાજે વળી ફરીથી કહ્યું. ને પેલી ડોશી ને સફરજનવાળો છોકરો આગળ આવ્યાં, એ બન્નેએ સ્મિત કર્યું અને એ પણ અંતર્ધાન થઇ ગયાં.

એટલે માર્ટિનનો અંતરાત્મા પ્રસન્ન થયો. એણે ક્રોસની નિશાની કરી ચશ્મા નાકે ચડાવ્યા ને ચોપડી આપોઆપ ઊઘડી હતી તે પાનેથી જ સુવાર્તા વાંચવા માંડી, એટલે પાનાને મથાળે જ એણે જોયું:

'હું ભૂખ્યો હતો ને તેં મને ખાવા આપેલું, તરસ્યો હતો ને પીવા આપેલું, અજાણ્યો હતો ને ઘરમાં આશરો આપેલો.'

ને પાનાને છેડે એણે જોયું:

'આ અદનામાં અદના માનવબંધુની તેં એ પ્રમાણે સેવા કરેલી તે તેં મારી જ સેવા કરેલી.' (મેથ્યુ, ૨૫)

એટલે માર્ટિનને સમજ પડી કે પોતાનું સ્વપ્ન સાચું પડેલું, ને તારણહાર પોતે ખરેખર તે દિવસે એની પાસે આવેલા ને પોતે એમનો રૂડી રીતે આદરસત્કાર કરેલો.

૧૮૮૫

બાઇ એમને કહેતી હવી, નાથ, આપ તો કોઇ પયગંબર હો એવું મને સૂઝે છે. અમારા બાપદાદાઓ આ પર્વત ઉપર ઉપાસના કરતા, પણ આપ કહો છો કે માણસોએ ઉપાસના કરવાની જગ્યા તો જેરૂસલેમમાં છે. એટલે જિસસ એને કહેતા હવા, બાઇ, ખરું કહું છું કે એવી પળ પણ આવે છે કે જ્યારે તમારે તાતની ઉપાસના આ પર્વત ઉપર નથી કરવાની તેમ જેરૂસલેમમાં પણ નથી કરવાની. પણ એવી પળ આવે છે, ને અત્યારે આવી ચૂકી પણ છે, કે જ્યારે સાચા ઉપાસકો તાતની ઉપાસના ભાવથી ને સત્યથી કરે છે; કેમકે પોતાના ઉપાસકો એ પ્રકારના હોય એવું જ તાત ઇચ્છે છે.

—જોન ૪, ૧૯–૨૧, ૨૩

# ૧

કોઈએક સમયે બે ડોસા હતા. એમણે જેરૂસલેમની જાત્રા કરી ત્યાં ઈશ્વિરની આરાધના કરવાનો નિશ્ચય કર્યો. આ બેમાં એકનું નામ એફિમ તરાસિચ શેવેલેફ હતું. તે ખેડૂત હતો ને પૈસેટકે સુખી હતો. બીજાનું નામ એલિસા બોડ્રોફ હતું. એની સ્થિતિ પૈસેટકે એવી સારી ન હતી.

એફિમ ગંભીર ને મક્કમ સ્વભાવનો ઠાવકો આણસ હતો. તે કદી દારૂ પીતો નહિ, બીડી પણ પીતો નહિ, તેમ તમાકુ પણ સૂંઘતો નહિ. ને એના મોંમાંથી અપશબ્દ તો આખી જિંદગીમાં એકે વાર નીકળેલો જ નહિ. બે વાર તેણે ગામનું મુખીપદ ભોગવેલું, ને એ બન્ને વાર એ પદ છોડતી વખતે તેના હિસાબ કિતાબ દીવા જેવા ચોખ્ખા હતા. તેનું કુટુંબ બહોળું હતું. બે પુત્ર ને એક પરિણીત પૌત્ર, એ સૌ તેની ભેગા જ રહેતા હતા. તેનું શરીર તંદુરસ્ત હતું; દાઢી લાંબી વિસ્તરેલી હતી, ને તે સીધો ટટ્ટાર ચાલતો, અને સાઠની વય વીતી ગયાને લાંબો વખત થયા પછી હજુ હવે જ થોડા ધોળા વાળ તેની દાઢીમાં દેખાવા લાગ્યા હતા.

એલિશા તવંગર ન ગણાય તેમ ગરીબ પણ ન ગણાય. પહેલાં એ બહારગામ સુતરનો ધંધો કરતો, પણ હવે અવસ્થા થઈ એટલે ઘેર રહેતો ને મધમાખ રાખતો. એનો એક દીકરો રોજગાર શોધવા પરગામ ગયો હતો, ને બીજો એની સાથે ઘેર રહેતો હતો. એલિશા માયાળુ ને આનંદી સ્વભાવનો ડોસો હતો.

ખરી વાત છે, કે એ કોઇ કોઇ વાર દારૂ પીતો, તમાકુ સૂંઘવાની એને ટેવ હતી, ને સંગીતનો એ શોખીન હતો; છતાં એ સાલસ સ્વભાવનો માણસ હતો અને ઘરમાં તથા પડોશમાં સૌ સાથે હળીમળીને રહેતો. એનું શરીર બાંધી દડીનું ને ભીને વાને હતું, એની દાઢીના વાળ વાંકડિયા હતા, અને એના નામેરી સંત એલિશાની પેઠે એને આખે માથે ટાલ હતી.

બન્ને ડોસાને જેરૂસલેમની જાત્રાએ જવાની લાંબા વખતની માનતા હતી, પણ એફિમને જરાએ ફુરસદ મળતી નહિ. તેના હાથ પર હમેશાં પુષ્કળ કામકાજ રહેતું. એક કામ માંડ પૂરું કરે ત્યાં તો બીજું શરૂ કર્યું જ હોય. પહેલાં તેને પોતાના પૌત્રના લગ્નની વ્યવસ્થા કરવાની હતી, પછી તેનો સૌથી નાનો દીકરો લશ્કરમાંથી આવવાનો હતો એને મળવા રોકાવાનું હતું, ને એ પછી તેણે નવું મકાન બાંધવા માંડયું.

એક વાર તહેવારને દિવસે બન્ને ડોસાનો એ મકાન આગળ ભેટો થઇ ગયો, એટલે ત્યાં પડેલા એક ઇમારતી લાકડા પર બેસી બન્ને વાતે વળગ્યા:

'કાં' એલિશાએ પૂછયું: 'હવે આપણી માનતા કયારે પૂરી કરવી છે?'

એફિમે કટાણું મોં કર્યું:

'હજી વાર લાગશે' તે બોલ્યો 'આ સાલ મારે વસમી નીવડી છે. આશરે સો રૂબલમાં પતી જશે એમ ધારી મેં આ મકાન ઉખેળ્યું, પણ ત્રણસોનો ખરચ થવા આવ્યો તોય હજી પૂરૂં થયું નથી. એટલે ઉનાળા સુધી રોકાવું પડશે. ઉનાળામાં તો ભગવાનની મરજી હશે તો આપણે અચૂક જઇશું.'

'મને લાગે છે હવે બહુ આઘું ન ઠેલ્યા કરવું, પણ ઝટ નીકળી જ પડવું.' એલિશાએ કહ્યું: 'વસન્ત ઋતુનો વખત સરસ છે.'

'વખત તો સરસ છે, પણ મારા મકાનનું શું થાય? અધૂરું મૂકીને મારાથી કેમ નીકળાય?'

'કેમ જાણે બીજા કોઇને સોંપાય એમ જ નહિ હોય! તારો છોકરો એની દેખરેખ રાખે એમ છે.'

'શી રીતે? મોટા છોકરા ઉપર તો કંઇ વિશ્વાસ મુકાય નહિ. કોઇ કોઇ વાર એ બહુ ગ્લાસ ચડાવે છે.'

'અરે ભલા આદમી, આપણે મરી જશું ત્યારે આપણા વિના એ ચલાવવાના, તો તારા છોકરાને અત્યારે જરા અનુભવ તો લેવા માંડવા દે.'

'એ વાત ઠીક છે, પણ માણસ જયારે કંઇક શરૂ કરે ત્યારે એ પોતાની નજર આગળ પૂરું થાય એવી એને ઇચ્છા રહે છે.'

'પણ ભાઇ, જેટલું કરવાનું છે તેટલું બધું કંઇ આપણે કોઇ કાળે પૂરું કરી શકવાના જ નહિ. એક વાર ઈસ્ટરની તૈયારીમાં ઘેર બૈરાં બધાં ધોવાના, સાફસૂફ કરવાના ને ઘર ધોળવાના કામમાં પડયાં હતાં. એક બાજૂ આ કામ હોય, ને બીજી બાજૂ બીજું હોય, તે બધાં કામને કયાંથી પહોંચી વળાય? એટલે મારા મોટા દીકરાની વહુ સમજુ બાઇ છે તે બોલી: "સારું છે કે તહેવાર આપણી વાટ જોવા કે આપણને પૂછવા ઊભો રહેતો નથી, ને એમ ને એમ વખતસર આવે છે, નહિ તો આપણું કામ તો કોઈ દહાડો ખૂટે જ નહિ ને પૂરા તૈયાર આપણે કદી થઇએ જ નહિ."'

એફિમ વિચારમાં પડયો.

'આ મકાનમાં મારે ખૂબ ખરચ થઇ ગયો.' તે બોલ્યો.

'ને જાત્રાએ જવું તે કંઇ ખાલી ખિસ્સે જવાય? આપણે જણ દીઠ સો રૂબલ જોઇશે—ને એ કંઇ નાની રકમ છે?'

એલિશા હસી પડયો.

'હવે રાખ, રાખ, ભાઈ, રાખ!' એ બોલ્યો 'મારા કરતાં દશગણું તો તારી પાસે છે, તોય તું પૈસા પૈસા કરે છે. આ મારી પાસે અત્યારે કંઈ નથી, તોપણ ક્યારે નીકળવું એ નક્કી કર કે તરત જરૂરજોગી રકમનો વેંત ક્યાંકથી ઉતારી દેવાનો.'

એફિમ પણ જરા હસ્યો.

'અલ્યા, તું એવો પૈસાદાર છે એ આપણને ખબર નહિ!' તે બોલ્યો 'ક્યાંથી એટલું બધું કાઢવાનો?'

'ઘરમાંથી જેમ તેમ કરી કંઈક કૂટી કાઢીશ; ને એટલે જો પૂરું નહિ થાય તો અડધી કૂડી મધપૂડા પડોશીને વેચી મારીશ. કેટલાય વખતથી એને એ લેવાનું મન છે.'

'પણ આ સાલ જો મધપૂડા બરાબર જામ્યા ને તો પછી પાછળથી તેનો તને પસ્તાવો થાશે.'

'તેનો પસ્તાવો થાવાનો! પસ્તાય એ બીજા, આપણે નહિ, ભાઇ! મને તો આખી જિંદગીમાં મારાં પાપ સિવાય બીજા કશાનો પસ્તાવો જ થયો નથી. આત્મા જેટલું મૂલ્યવાન કશું છે જ નહિ.'

'એ તો ખરું, છતાં ઘરની બાબતમાં પ્રમાદ કરવો એ કંઈ ઠીક નહિ.'

'પણ આપણા આત્માની બાબતમાં જ પ્રમાદ કરવો એ કેવું? એ તો પેલા કરતાં યે નપાવટ. આપણે માનતા માની છે, માટે હવે નીકળીએ. ખરેખર, હવે નીકળીએ જ!'

**આ** રીતે એલિશા પોતાના દોસ્તને સમજાવવામાં સફળ થયો. એટલે એ બાબત પર બરાબર વિચાર કરી એફિમ સવારે એલિશા પાસે આવ્યો.

‘તારી વાત સાચી છે’ તે બોલ્યો ‘આપણે નીકળીએ જ. જીવનમરણની દોરી ભગવાનના હાથમાં છે. એટલે હજી જીવતા છીએ ને પંડમાં તાકાત છે ત્યાં હમણાં જ નીકળીએ.’

અઠવાડિયા પછી બન્ને ડોસા જાત્રાએ નીકળવા તૈયાર થયા. એફિમ પાસે તો જોઈએ તેટલાં નાણાં હાજર હતાં. તેથી તેણે એક સો રૂબલ પોતાની સાથે લીધા ને બસો ઘેર પોતાની બૈરીને આપ્યા.

એલિશાએ પણ તૈયારી કરી. ઉનાળા પહેલાં જે નવી મધ-માખો બાઝે તે પણ ખરીદનારની એવી બોલી કરી એણે દશ મધપૂડા પોતાના પડોશીને વેચાતા આપ્યા. આમાંથી એને સિત્તેર રૂબલ મળ્યા. સોમાં જેટલી રકમ બાકી રહી તે એણે પોતાનાં કુટુંબીઓની બચત સાફ કરી એમની પાસેથી પેદા કરી. એની બૈરીએ લાંબા વખતથી પોતાની મૈયત માટે પોતે જે સંઘરતી જતી હતી તે બધી રકમ એને આપી દીધી, અને એના દીકરાની વહુએ પણ પોતાની પાસે જે જમા થયું હતું તે બધું આપી દીધું.

એફિમે પોતાના મોટેરા દીકરાને બધી વાતની સ્પષ્ટ ચોક્કસ આજ્ઞાઓ આપી: ક્યારે કેટલું ઘાસ કાપવું, ખાતરની ગાડીઓ લઈ જઈ ક્યાં ઠાલવવી, અને શરૂ કરેલું મકાન કેમ છાવું ને પુરું કરવું,

એ સઘળી વીગતો વિશે તેણે સ્પષ્ટ અસંદિગ્ધ આજ્ઞાઓ આપી. આ દરેક વાતનો તેણે બરાબર વિચાર કરી લીધેલો, ને એ વિચારણા અનુસાર તેણે આજ્ઞાઓ આપી. ત્યારે એલિશાએ તો પોતાની બૈરીને ફક્ત એટલું કહ્યું કે જેટલા મધપૂડા વેચ્યા છે તેની મધમાખોનાં ઝુંડ તેણે જુદાં રાખવાં, અને કશી ધાલમેલ કર્યા વિના એ સઘળાં ઝુંડ પેલા પડોશીને લેવા દેવાં. બાકી ઘરવ્યવસ્થાની વાત તો એણે ઉચ્ચારી સરખી પણ નહિ.

'જેમ જેમ જરૂર ઊભી થતી જશે, તેમ તેમ તમારે ક્યારે શું કરવું એની તમને આપમેળે સમજ પડતી જશે.' એ બોલ્યો 'ઘરના ધણીરણી તમે છો, એટલે તમારો લાભ શામાં રહેલો છે એની તમને વગર કહે ખબર પડશે.'

આ રીતે બન્ને ડોસાએ તૈયારી કરી. એમનાં ઘરનાંએ એમને માટે ભાથાંની પૂરીઓ કરી, સામાન રાખવાના થેલા બનાવ્યા, અને પગની આસપાસ વીંટાળીને બાંધવા માટે કપડાના કકડા વેતરી આપ્યા.[1] બન્ને જણે ચામડાના નવા જોડા પહેર્યા, ને ઝાડની છાલના ગૂંથેલા જૂના જોડા વધારાની જોડ તરીકે સાથે લઈ લીધા. એમનો પરિવાર એમને ગામની ભાગોળ સુધી વળાવવા આવ્યો, ને ત્યાં આવી સૌએ રામરામ કર્યા અને પછી બન્ને ડોસા જાત્રાએ નીકળી પડ્યા.

એલિશાએ પ્રસન્ન ચિત્તે ઘર છોડ્યું ને ગામ મૂક્યું કે તરત ઘરની બધી વાત એ વીસરી ગયો. પોતાના સાથીની વાટ આનંદમય બનાવી તેને કેમ ખુશ રાખવો, ભૂલ્યેચૂક્યે પણ કોઈને અસભ્ય શબ્દ કહેવાથી કેમ દૂર રહેવું, ને ધારેલે સ્થળે પહોંચી સૌનો પ્રેમ

---

૧. રશિયાઈ ખેડૂતો મોજાં ન પહેરતાં પગે આવા પટ્ટા વીંટાળે છે.

મેળવી સલાહશાંતિથી પાછા કેમ ઘેર આવવું, એની જ કાળજી એના મનમાં હતી. રસ્તે ચાલતાં એલિશા ગમે તે કોઈ સ્તવન મનમાં ગણગણતો અથવા પોતાને યાદ હોય એવી કોઇ સંતકથાનું ચિંતવન મનમાં કરી જતો. માર્ગમાં જો કોઇ સામું મળતું, અથવા રાતવાસો કરવા જતાં કોઇનો ભેટો થતો તો એ બને તેટલા સૌજન્યથી વર્તવા ને ઈશ્વરના નામનું રટણ કરવા કોશીશ કરતો. આ રીતે સદા રાજી રાજી રહેતો પ્રફુલ્લચિત્તે એ મુસાફરી કર્યે જતો. ફક્ત એક વાત એનાથી નહોતી બનતી. એનાથી તપખીર છોડાતી નહોતી. તપખીરની દાબડી તો એ ઘેર મૂકતો આવ્યો હતો. તો પણ એને તેની વારંવાર તલપ થયા કરતી હતી. એટલે રસ્તે મળી જનાર કોઈક એને તપખીર આપતું, ને તેથી (પોતાના સાથીને તપખીરની લાલચમાં ન લપટાવવા ખાતર) એ વારેઘડીએ પાછળ રહી જતો, ને તપખીરની થોડી ચપટી લેતો.

એફિમ પણ રૂડી રીતે ને દૃઢ ચિત્તે આગળ ધપ્યે જતો હતો. કશું અનુચિત કાર્ય તે કરતો નહોતો, તેમ મિથ્યાભિમાનનું એક પણ વેણ તે બોલતો નહોતો; પણ તેનું ચિત્ત એલિશા જેટલું નિશ્ચિંત નહોતું. ઘરસૂત્રની અનેક ચિન્તાઓથી તેનું મન ઊભરાતું હતું. પોતાની ગેરહાજરીમાં ઘેર શું થઇ રહ્યું હશે એ વિશે તેના અંતરમાં સતત ઉચાટ રહ્યા કરતો હતો. 'છોકરાને ફલાણી ફલાણી બાબત વિશે યોગ્ય આજ્ઞા આપવાનું હું ચૂકી તો નથી ગયો ને? છોકરો બધાં કામ બરાબર કરશે તો ખરો ને? ઘેર બટાટાં વવાતાં હોય કે ખાતરનાં ગાડાં ઠલવાતાં હોય ત્યાં જઇને ધારો કે હું ઊભો રહું, તો છોકરો એ સઘળું કામ મારી સૂચના મુજબ જ બરાબર કરતો હશે કે નહિ કરતો હોય?'—આવા આવા વિચાર તેના મનમાં વારંવાર ઘોળાયા કરતા હતા ને એને લીધે અધવચથી પાછા

ફરી ઘેર જઇ એ બધું કામ કેમ કરવું તે જાતે બતાવવાની અથવા પંડે કરી બતાવવાની ક્ષણભર તેને ઇચ્છા પણ થઇ આવતી હતી.

૩

જાત્રાએ નીકળ્યાને પાંચ અઠવાડિયાં થઈ ગયાં ને બન્ને ડોસા લઘુ રશિયા[1]ના મુલકમાં પહોંચ્યા ત્યાં એમના ઘરબનાવટનાં ઝાડની છાલનાં પગરખાં ઘસાઇને તૂટી ગયાં ને એમને નવાં પગરખાં ખરીદવાં પડ્યાં. ઘર મૂક્યું ત્યારથી એમને ખાવાના તથા રાતવાસો રહેવાના પૈસા આપવા પડતા, પણ લઘુ રશિયાના પ્રદેશમાં એમણે પગ મૂક્યો કે તરત ત્યાંના લોકો એમને નોતરવામાં ઉપરા-ઉપર પડાપડી કરવા લાગ્યાં. તેઓ એમને પોતાને ઘેર જમાડતાં ને સુવાડતાં, અને છતાં બદલામાં પાઇ પણ સ્વીકારતાં નહિ; એટલું જ નહિ પણ તેઓ આગળ પ્રયાણ કરે ત્યારે તેમને ભાથા તરીકે કામ લાગે એટલા માટે ઢેબરાં કે પૂરીઓ પણ થેલામાં બંધાવતાં.

આ પ્રમાણે એ ડોસાઓએ લગભગ પાંચસો માઇલની મુસાફરી વગર પૈસે કરી, પણ એની આગળનો પ્રાન્ત એમણે વટાવ્યો તે પછી તેઓ એવા મુલક આગળ આવી પહોંચ્યા જ્યાં દુકાળ પડેલો. ત્યાંના ખેડૂતો પણ તેમને મફત રાતવાસો રહેવા દેતા, પણ મફત ખવરાવે એવી એમની સ્થિતિ નહોતી. કેટલીક વાર તો એમને પોતાને જ ખાવા મળતું નહિ. પૈસા આપવા તેઓ તૈયાર

---

૧. રશિયાના દક્ષિણ ભાગમાં આવેલો મુલક. કીવ, પોલ્ટાવા ને ચર્નીગોવ વગેરે રિયાસતો તેમાં આવેલી છે. સામાન્ય રીતે અત્યારે એને ઉક્રેઇન કહેવામાં આવે છે.

હતા, પણ અનાજ જ બિલકુલ મળતું નહિ. લોકો કહેતા કે આગલે વર્ષે બિલકુલ મોલ પાકેલો નહિ. એટલે એ મુલકના જે તવંગર લોકો હતા તે બધા પાયમાલ થઈ ગયા હતા, અને પોતાની સઘળી માલમિલકત તેમને વેચી નાખવી પડી હતી. જે મધ્યમ સ્થિતિના લોકો હતા તે છેક નિષ્કિંચન બની ગયા હતા, અને જે ગરીબ લોકો હજુ એ મુલકમાં વસી રહ્યા હતા તે ગમે તો આમતેમ રખડી રવડી ભીખ માગી જેમતેમ પેટનું પૂરું કરતા અથવા ઘેર રહીને અન્ન વિના છેક ભૂખે મરતા. શિયાળામાં તો એમને પરાળ, ફોતરાં ને વેલા પર નિર્વાહ કરવો પડેલો.

એક રાત એ ડોસાઓએ એક નાનકડા ગામડામાં ગાળી. ત્યાં તેમણે પંદર શેર રોટલા ખરીદ્યા, પછી રાત્રે સૂઈ રહ્યા, ને તડકો થાય એ પહેલાં ઠીક ઠીક મજલ કરાય એ ઉદ્દેશથી સવારે સૂર્યોદય પહેલાં ઊઠીને રસ્તે પડ્યા. આઠેક માઈલ ગયા પછી એક વહેળિયું આવ્યું ત્યાં તે બેઠા ને પ્યાલામાં પાણી ભરી થોડો રોટલો તેમાં પલાળી તેમણે ખાધો. પછી તે પગે બાંધેલા પટ્ટા છોડી થોડી વાર વિસામો ખાવા બેઠા. એલિશાએ એ વખતે પોતાની છીંકણીની દાબડી કાઢી. એફિમે એ જોઈ અને અણગમો દર્શાવતાં પોતાનું માથું ધુણાવ્યું.

'આવી ખરાબ આદત એલા, કેમ નથી છોડતો?' તેણે કહ્યું.

એલિશાએ પોતાનો હાથ હલાવી કહ્યું: 'શું કરવું? મારા કરતાં એ ખરાબ આદત વધુ જોરાવર છે.'

પછી તરત તેમણે ઊભા થઈ આગળ ચાલવા માંડ્યું. બીજા આઠેક માઈલ ચાલ્યા પછી એક મોટું ગામ આવ્યું તેની મધ્યમાં થઈને બરાબર આરપાર જ તેઓ નીકળ્યા. તાપ હવે સખત થયો હતો, એલિશા થાકી ગયો હતો, ને થોડો થાક ખાઈ કંઈક પાણી

પી પછી આગળ જવું એવો એનો વિચાર હતો; પણ એફિમ રોકાયો નહિ. બન્નેમાં એફિમ ચાલવામાં જોરાવર હતો, એટલે તેની સાથે રહેતાં એલિશાને વસમું લાગતું હતું.

'થોડું પાણી પીવા મળે તો ઠીક' એ બોલ્યો.

'તે જા, પી આવ.' એફિમે કહ્યું: 'મારે તો કંઈ પીવું નથી.'

એટલે એલિશા રોકાયો.

'તું તારે ચાલતો થા,' એ બોલ્યો: 'હું જરા પેલા ઘેર જઈ આવું. પળવારમાં હું તને પકડી પાડીશ.'

'ઠીક' કહી એફિમે એ ઘોરી રસ્તા પર આગળ ચાલવા માંડયું. ને એલિશા પેલા ઘર તરફ જવા પાછો વળ્યો.

માટીથી લીંપેલું એ નાનકડું મકાન હતું. ભોંયતળિયાનું લીંપણ કાળા રંગનું હતું, ને મથાળાનો ભાગ ધોળેલો હતો. કેટલેક ઠેકાણે લીંપણનાં પોડાં ઊખડી ગયાં હતાં એટલે દેખાતું હતું, કે એ મકાનમાં ગાર કર્યાને ઘણો વખત વીતી ગયો હશે. ને એક બાજૂએ છાપરા ઉપરનું છાજ પણ ખસી ગયું હતું. એક મોટા ફળીમાં થઈને એ ઘરની ખડકીમાં જવાતું હતું. એલિશા આ ફળીમાં આવ્યો તો એ મકાનની આસપાસ માટીનો એક ઢોરો હતો તેની નજીક સૂતેલો, દાઢીએ વાળ વિનાનો ને લઘુ રશિયાના રિવાજ[1] પ્રમાણે ચોરણીમાં દબાવી પહેરણ પહેરેલો એક હાડપિંજર જેવો સૂકલકડી પુરુષ એણે દીઠો. મૂળ તો એ પુરુષ છાંયડામાં સૂતો હશે, પણ અત્યારે હવે સૂર્ય ચડતો ચડતો માથે આવ્યો હતો અને તેના ઉપર આગ વરસાવતો હતો છતાં જાગતો

---

૧. બૃહદ્ રશિયાના ખેડૂતો પોતાનું પહેરણ ચોરણા બહાર છૂટું લટકતું રાખે છે.

હતો તો યે તે ત્યાં જ પડ્યો રહ્યો હતો. એલિશાએ તેને બૂમ મારી ને પાણી આપવા કહ્યું, પણ એ માણસે કંઇ ઉત્તર આપ્યો નહિ.

'ગમે તો એ માંદો હોય, નહિ તો પછી કોઇ અતડો ગમાર હોય,' એવો વિચાર કરી એલિશા ખડકી આગળ ગયો તો ઘરમાં કોઈ બાળકના રડવાનો અવાજ એને કાને પડયો. ખડકી આગળ જઇ એણે કમાડનું કડું પકડી ઠોકયું.

'અરે ભાઇઓ!' એણે હાંક મારી, પણ કશો જવાબ મળ્યો નહિ. ફરી એણે પોતાની ડાંગ વતી કમાડ ખખડાવ્યું.

'અરે ખ્રિસ્તી ભાઇઓ!' પણ કોઇ ફરકયું નહિ.

'અરે, ઓ હરિજનો!'—તોય ઉત્તર ન મળે.

હવે એલિશા પાછો ફરવાનો વિચાર કરતો હતો, ત્યાં બારણાની પેલી બાજૂ કંઈક નિસાસાના અવાજ જેવું સંભળાતું એને લાગ્યું.

'એલા ભાઈ, આ લોકો પર કંઇ આફત તો નહિ આવી પડી હોય ને? જરા તપાસ કરું તો ઠીક.' એમ કરીને એલિશા એ ખડકીમાં દાખલ થયો.

## ૪

એલિશાએ પેલું કડું ફેરવી જોયું, તો બારણું વાસેલું ન લાગ્યું. એટલે એણે તે ઉઘાડયું ને સાંકડે રસ્તે થઇને એ આગળ વધ્યો. અંદરના ઓરડાનું બારણું પણ ઉઘાડું જ હતું. ડાબા હાથ પર

પી પછી આગળ જવું એવો એનો વિચાર હતો; પણ એફિમ રોકાયો નહિ. બન્નેમાં એફિમ ચાલવામાં જોરાવર હતો, એટલે તેની સાથે રહેતાં એલિશાને વસમું લાગતું હતું.

'થોડું પાણી પીવા મળે તો ઠીક' એ બોલ્યો.

'તે જા, પી આવ.' એફિમે કહ્યું: 'મારે તો કંઈ પીવું નથી.'
એટલે એલિશા રોકાયો.

'તું તારે ચાલતો થા,' એ બોલ્યો: 'હું જરા પેલા ઘેર જઇ આવું. પળવારમાં હું તને પકડી પાડીશ.'

'ઠીક' કહી એફિમે એ ધોરી રસ્તા પર આગળ ચાલવા માંડયું. ને એલિશા પેલા ઘર તરફ જવા પાછો વળ્યો.

માટીથી લીંપેલું એ નાનકડું મકાન હતું. ભોંયતળિયાનું લીંપણ કાળા રંગનું હતું, ને મથાળાનો ભાગ ધોળેલો હતો. કેટલેક ઠેકાણે લીંપણનાં પોડાં ઊખડી ગયાં હતાં એટલે દેખાતું હતું, કે એ મકાનમાં ગાર કર્યાને ઘણો વખત વીતી ગયો હશે. ને એક બાજૂએ છાપરા ઉપરનું છાજ પણ ખસી ગયું હતું. એક મોટા ફળીમાં થઇને એ ઘરની ખડકીમાં જવાતું હતું. એલિશા આ ફળીમાં આવ્યો તો એ મકાનની આસપાસ માટીનો એક ઢોરો હતો તેની નજીક સૂતેલો, દાઢીએ વાળ વિનાનો ને લઘુ રશિયાના રિવાજ[1] પ્રમાણે ચોરણીમાં દબાવી પહેરણ પહેરેલો એક હાડપિંજર જેવો સૂકલકડી પુરુષ એણે દીઠો. મૂળ તો એ પુરુષ છાંયડામાં સૂતો હશે, પણ અત્યારે હવે સૂર્ય ચડતો ચડતો માથે આવ્યો હતો અને તેના ઉપર આગ વરસાવતો હતો છતાં જાગતો

---

૧. બૃહદ્ રશિયાના ખેડૂતો પોતાનું પહેરણ ચોરણા બહાર છૂટું લટકતું રાખે છે.

હતો તો યે તે ત્યાં જ પડ્યો રહ્યો હતો. એલિશાએ તેને બૂમ મારી ને પાણી આપવા કહ્યું, પણ એ માણસે કંઇ ઉત્તર આપ્યો નહિ.

'ગમે તો એ માંદો હોય, નહિ તો પછી કોઇ અતડો ગમાર હોય,' એવો વિચાર કરી એલિશા ખડકી આગળ ગયો તો ઘરમાં કોઈ બાળકના રડવાનો અવાજ એને કાને પડ્યો. ખડકી આગળ જઇ એણે કમાડનું કડું પકડી ઠોક્યું.

'અરે ભાઇઓ!' એણે હાંક મારી, પણ કશો જવાબ મળ્યો નહિ. ફરી એણે પોતાની ડાંગ વતી કમાડ ખખડાવ્યું.

'અરે ખ્રિસ્તી ભાઇઓ!' પણ કોઇ ફરક્યું નહિ.

'અરે, ઓ હરિજનો!'—તોય ઉત્તર ન મળે.

હવે એલિશા પાછો ફરવાનો વિચાર કરતો હતો, ત્યાં બારણાની પેલી બાજૂ કંઈક નિસાસાના અવાજ જેવું સંભળાતું એને લાગ્યું.

'એલા ભાઈ, આ લોકો પર કંઇ આફત તો નહિ આવી પડી હોય ને? જરા તપાસ કરું તો ઠીક.' એમ કરીને એલિશા એ ખડકીમાં દાખલ થયો.

## ૪

એલિશાએ પેલું કડું ફેરવી જોયું, તો બારણું વાસેલું ન લાગ્યું. એટલે એણે તે ઉઘાડયું ને સાંકડે રસ્તે થઇને એ આગળ વધ્યો. અંદરના ઓરડાનું બારણું પણ ઉઘાડું જ હતું. ડાબા હાથ પર

ઈંટની બનાવેલી એક ભઠ્ઠી હતી, મોખરે દિવાલ પર મૂર્તિઓ[1] મૂકવાની એક અભરાઈ હતી, ને તેની આગળ એક ટેબલ પડ્યું હતું. ટેબલ પાસે એક બાંકડો હતો ને તેના પર એક ડોશી બેઠી હતી. તે ડોશીનું માથું ઉઘાડું હતું, ને તેના અંગ પર એક જ કપડું હતું. માથું ટેબલ પર ટેકવી તે બાંકડા પર બેઠી હતી ને તેની પડખે એક દૂબળો, મીણ જેવો પાંડુરંગી ને હાથપગ દોરડી ને પેટ ગાગરડી એવો છોકરો બેઠો હતો. એ કંઈક માગતો હતો, બાઈના કપડાનો છેડો તાણતો હતો, ને હૈયાફાટ રડતો હતો. એ વખતે એલિશા ઘરમાં દાખલ થયો. મકાનમાંની હવા બધી વાસ મારતી હતી. એણે આમતેમ નજર નાખી તો ભઠ્ઠી પાછળ ભોંય પર એક બાઈને પડેલી એણે દીઠી. જમીન પર આંખો મીંચી તે ચત્તીપાટ પડી હતી ને તેના ગળામાંથી ઘર્‌ઘર્‌ અવાજ નીકળતો હતો. ઘડીકમાં તે પોતાનો પગ લંબાવતી હતી, તો વળી તરત પાછી તે ટૂંટિયાં વાળી જતી હતી, અને વારંવાર તે પાસાં બદલાવ્યાં કરતી હતી. મકાનની હવાને દુર્ગંધી બનાવનારી પેલી બદબો પણ તેના જ શરીરમાંથી આવતી હતી. તે પોતે તો છેક જ અશક્ત બનીને પડી હતી એ સ્પષ્ટ હતું, ને તેની સારવાર કરનારું પણ કોઈ હતું નહિ. પેલી ડોશીએ પોતાનું માથું ઊંચું કરી આ અજાણ્યા આવનાર ભણી દૃષ્ટિ કરી.

'શું જોઈએ છે?' એ બોલી. 'ભાઈ, શું જોઈએ છે? અમારી પાસે કંઈ નથી.'

---

૧. આ મૂર્તિ એટલે પરમાત્મા, ઇસુ ખ્રિસ્ત, કોઈ દેવદૂત કે સંતજન, અથવા કોઈ પવિત્ર પ્રસંગનું આલેખન. મોટે ભાગે તે મિનાકારી બનાવટની કે ઉપસાવેલી આકૃતિ હોય છે અથવા ચિત્ર પણ હોય છે.

એ ડોશી લઘુ રશિયા પ્રાન્તની ભાષામાં બોલતી હતી, છતાં એલિશા એના શબ્દો સમજી શક્યો.

'હરિનો ભગત છું, ને જરા પાણી પીવા આવ્યો છું.'

'પણ કોઇ છે નહિ; કોઈ જ છે નહિ. પાણી ભરવાનું સાધન પણ અમારી પાસે નથી. એટલે જતા રહો.'

'ત્યારે પેલી બાઇની સારવાર કરે એવું સાજું માણસ તમારા ઘરમાં કોઇ નથી ?'

'ના, કોઈ નથી. દીકરો બહાર મરણપથારીએ પડ્યો છે, ને અમે અહીં અંદર મરણપથારીએ પડ્યાં છીએ.'

અજાણ્યા માણસને દેખી પેલો નાનો છોકરો રડતો બંધ થઈ ગયો, પણ જ્યારે પેલી ડોશી વાતો કરવા લાગી ત્યારે એણે ફરીથી આદર્યું, ને એના વસ્ત્રનો છેડો જોરથી પકડી બોલી ઊઠયો:

'રોટલો દે, દાદી, રોટલો.'

એલિશા એ ડોશીને કંઇક પૂછવા જતો હતો, ત્યાં પેલો પુરુષ અડવડિયાં ખાતો અંદર આવ્યો. દીવાલને હાથ ટેકવતો ટેકવતો તે આવતો હતો, પણ તે ઓરડામાં પેસવા ગયો તેવો જ ઊંબર આગળના ખૂણામાં તે લથડી પડ્યો, ને બાંકડા નજીક પહોંચવા માટે ફરી ઊભા થવાનો યત્ન કર્યા વગર ભાંગ્યાતૂટ્યા શબ્દો તે બોલવા લાગ્યો. એકી સાથે તે માંડ એક વેણ ઉચ્ચારી શકતો હતો, એટલામાં તેને હાંફ ચડતી હતી ને શ્વાસ લેવા તેને વચ્ચે વચ્ચે અટકવું પડતું હતું.

'બધાં રોગનાં ભોગ થઈ પડ્યાં છીએ...' તે બોલ્યો 'ને વળી દુકાળનાં. એ ભૂખે મરવા પડયો છે.'

એમ કહી તેણે પેલા છોકરા ભણી નિશાની કરી ને ડુસકાં ભરવા લાગ્યો.

એલિશાએ પોતાને ખભે ભેરવેલો થેલો આંચકો મારી જરા ઊંચો કર્યો ને બાવડાંમાંથી એના પટા કાઢી નાખી તે ભોંય પર મૂક્યો. પછી તે ઊંચકી એણે બાંકડા પર મૂકયો, અને એની કસો છોડી નાખી. થેલો ખોલી અંદરથી એણે એક રોટલો કાઢયો ને છરી વતી તેમાંથી એક ટુકડો કાપી પેલા પુરુષના હાથમાં આપ્યો પણ તે માણસે લીધો નહિ, ને તેણે તો પેલા છોકરા ભણી તથા ભઠ્ઠી પાછળ લપાઈ પડેલી એક છોકરી ભણી જ નિશાની કરી—જાણે એમ કહેતો હોય કેઃ

'એ બેને આપો.'

એટલે એલિશાએ તે પેલા છોકરા આગળ ધર્યો. છોકરાને જ્યારે રોટલાની સુવાસ મળી ત્યારે તેણે હાથ લંબાવ્યા ને પોતાના બન્ને નાનકડા હાથમાં તે રોટલાનો ટુકડો લઇ એવી રીતે એનાં બચકાં ભરવા લાગ્યો કે તેનું આખું નાક તો રોટલા આડે ઢંકાઇ ગયું. પેલી નાની છોકરી પણ ભઠ્ઠી પાછળથી આગળ આવી તે રોટલા પર તાકીને જોઈ રહી. એલિશાએ તેને પણ એક ફડશ આપી પછી તેણે બીજો કકડો કાપ્યો ને પેલી ડોશીને તે આપ્યો. એટલે ડોશી તે મોંમાં મૂકી મમળાવવા લાગી.

'હવે તો કોઇ પાણી આણી આપે ને, તો ઠીક થાય,' તે બોલી 'બાપડાંનાં ગળાં પાણી વિના મળી ગયાં છે. કાલે કે પછી આજે—કંઈ બરાબર સાંભરતું નથી—હું પાણી લેવા જતી'તી, પણ રસ્તામાં ચકરી આવી એટલે ઠેઠ પહોંચી શકી નહિ. ને પાણીનું ઠામ ત્યાંનું ત્યાં પડ્યું છે. પછી કોઈ લઇ ગયું હોય તો ભગવાન જાણે.'

એટલે એલિશાએ કૂવો ક્યાં છે એ પુછ્યું. બાઈએ તે બતાવ્યો. પછી એલિશા બહાર આવ્યો. પેલું પાણીનું વાસણ

હાથ કર્યું, અને થોડું પાણી લાવી આપી એ લોકોને પાયું. છોકરાંએ ને ડોશીએ પાણી સાથે થોડો વધુ રોટલો ખાધો, પણ પેલો માણસ કંઇ ખાતો નહોતો.

'મારાથી ખવાતું નથી,' તે બોલ્યો.

આ બધો વખત પેલી બાઇમાં ભાનનાં કંઇ ચિહ્ન જણાતાં ન હતાં, ને તે વારંવાર પાસાં બદલાવ્યાં કરતી હતી. પછી તરત એલિશા ગામની દુકાને જઇ આટો, મીઠું, તેલ વગેરે ખરીદી લાવ્યો ને ઘેર આવી દેવતા પાડયો. પેલી નાનકડી છોકરીએ આવી એને મદદ કરવા માંડી. પછી એણે ઉકાળીને થોડી રાબ તૈયાર કરી અને આ ભૂખે મરતાં માણસોને અનાજભેગાં કર્યાં.

૫

**પેલા** આદમીએ થોડું ખાધું, ડોશીએ પણ થોડો ખોરાક લીધો, અને પેલાં છોકરાછોકરીએ તો રાબનું વાસણ ચાટીને સાફ કરી મૂકયું ને પછી ગૂંછળું વળી એકબીજા પર હાથ મૂકી ધસધસાટ ઊંઘમાં પડયાં.

પેલા આદમીએ તથા ડોશીએ પછી પોતે આવી દુર્દશામાં કેમ આવી પડયાં તેની વાત એલિશાને કહેવા માંડી:

'મૂળથી જ અમે ગરીબ તો હતાં જ,' તે બોલ્યો 'તેમાં વળી મોલ ન પાકયો એટલે ખેતરમાંથી જે થોડું વીણી વીણીને એકઠું કર્યું'તું તે પાનખર રત સુધી માંડ પહોંચ્યું. શિયાળો આવ્યો ત્યાં તો ઘરમાં કંઇ ન રહ્યું ને પછી તો અમારે પડોશીઓ કે જે કોઈ મળે તેની પાસે ભીખ માગવી પડી. પહેલાં તે આપતાં,

પણ પછી તો તે પણ અમને પાછાં કાઢવા લાગ્યાં. કેટલાંક લોકો તો જરૂર એવાં હતાં જે અમને રાજીખુશીથી મદદ કરત, પણ બીચારાં એ લોકો પાસે જ કંઈ આપવાજોગું રહ્યું નો'તું. અને અમને પણ પછી ભીખ માગતાં શરમ આવવા લાગી. અમારે માથે રણ થઇ ગયું—પૈસા, આટો ને રોટલા એ બધાનું રણ થઇ ગયું.'

'કંઈક કામ શોધવા હું નીકળ્યો' પેલો માણુસ બોલ્યો, 'પણ ક્યાંયે કશું કામ મને મળ્યું નહિ. જ્યાં જોઇએ ત્યાં લોકો ફક્ત પેટવડિયે કામ કરવા ઉપરાઉપરી આવતા હતા. એટલે એવું થતું'તું કે આજે એક દહાડો જરાક કામ મળે તો પાછા બીજા બે દહાડા કામ ઢૂંઢવામાં ગાળવા પડે. પછી મારી ડોશી ને આ છોકરી દૂર દૂર ભીખ માગવા નીકળી પડયાં, પણ તેમને નામનું જ મળતું; કેમકે બધે અનાજના જ સાંસા હતા. છતાં જેમ તેમ કરી અમે જ્યાં ત્યાંથી અનાજ પેદા કરતાં, ને એ રીતે નવો પાક આવે ત્યાં સુધીનો ગાળો દુઃખે પાપે ખેંચી કાઢશું એમ ધારતાં. પણ વસંત રત આવી ત્યાં તો લોકો જે થોડું આપતાં'તાં તેટલું આપતાં પણ તદ્દન બંધ થઈ ગયાં. ને પછી ઓછામાં પૂરો આવ્યો આ મંદવાડ. અમારા હાલહવાલ તો દહાડે દહાડે વધુ ને વધુ ભૂંડા થતા ગયા. એક દહાડો કંઈક ખાવાનું મળે તો બીજા બે દહાડાના કોરા કડાકા થાય, એવી દશા આવી. પછી અમે ઘાસ ખાવા માંડયું. એ ઘાસ ખાવાથી કે બીજા કોઇ કારણે એ તો ખબર નથી, પણ પછી તરત મારી ઘરવાળી માંદી પડી. પછી તો એનાથી ઊભું જ રહેવાતું નો'તું, ને એની કાયામાં જરાએ કૌવતે રહ્યું નહિ. અને આવી ચોમેરની દુર્દશામાંથી ઊગરવાનો એકે આરો અમારી પાસે રહ્યો નહિ.'

'તે પછી પણ જેમ તેમ કરી હું થોડો વખત ટકી રહી' પેલી ડોશી બોલી, 'પણ પછી ખોરાક ન મળ્યો એટલે હું પણ ગાંજી ગઇ ને પંડમાં પાઇભાર પણ તાકાત રહી નહિ. છોકરી પણ બાપડી કમજોર ને વીલી પડી ગઇ. એનામાં પછી કશી હિંમત ન રહી. હું એને પાડોશીઓ પાસે જવાનું કહું, પણ એ ઘરમાં જ પડી રહે, ને ખૂણામાં ભરાઇ રહી ત્યાં બેઠી રહે. ગયે પરમ દિવસે પડોશમાંથી એક બાઈ અમારે ત્યાં આવેલી, પણ અમને સૌને ભૂખે ને રોગે મરતાં ભાળી એ પાછી વળીને ચાલતી થઇ. એ બાઇના ધણીને ઘરબાર છોડી ચાલ્યા જવું પડ્યું છે ને એને ને એનાં છોકરાંને સામસામના પણ તાકડા નથી. આ રીતે મોત આજ આવ્યું, કાલ આવ્યું એમ કરતાં અમે પડયાં'તાં.'

આ બન્નેની વાત સાંભળી તે દહાડે તો પોતાના સાથીને પકડી પાડવાનો વિચાર એલિશાએ માંડી વાળ્યો અને રાત આખી એમની સાથે જ રહ્યો. સવારમાં ઊઠી, જાણે એ પોતાનું જ ઘર હોય એમ એણે ઘરકામ કરવા માંડયું. ડોશીની મદદથી એણે રોટલાનો લોટ મસળ્યો ને દેવતા સળગાવ્યો. પછી નાની છોકરીને સાથે લઈ એ નછૂટકાની ચીજો લેવા પડોશીઓ પાસે ગયો, કેમકે એ ઝૂંપડામાં કશું હતું નહિ—ખોરાક લેવા રસોઇનાં વાસણ, કપડાં, ને બીજું બધું એ લોકોને વેચી નાખવું પડયું હતું. એટલે એલિશાએ બધું નવેસરથી વસાવવા માંડયું. એમાંથી કેટલુંક એણે જાતે બનાવ્યું ને કેટલુંક એ વેચાતું લઇ આવ્યો. આમ એ એક દિવસ રહ્યો, પછી બીજો રહ્યો, ને પછી ત્રીજો. પેલા નાના છોકરામાં કંઇક કૌવત આવ્યું, એટલે જ્યારે જ્યારે એલિશા બેસતો ત્યારે તે પાટલી પર ભાંખોડભર એની પાસે આવતો અને એની પાંખમાં લપાઇને બેસતો. નાની છોકરીના મોં પર પણ તેજ આવવા લા[illegible] ને

કકડો રોટલો સૌને આપવાનો જ મારો વિચાર હતો, એમાંથી વધી વધીને વાત કેટલે પહોંચી એ જુઓ! વાત કંઇ નાનીસૂની નથી, એનું ખેતર ને બીઉ બન્ને છોડાવવાની વાત છે, ને એ છોડાવ્યા પછી પણ મારે એમને ગાય તથા અનાજનાં કણુસલાં ઘેર લઇ આવવા માટે એક ઘોડો લઇ આપવો પડે. આહા! એલિશાભાઇ! તમે તો તમારી આસપાસ સરસ કોશેટો રચ્યો છે! તમારું મૂળ નિશાન તો તમે ચૂકી ગયા ને વાત બધી તમારી ધારણા બહાર ચાલી ગઇ!'

પછી એલિશા બેઠો થયો, વીંટાળીને ઓશીકા તરીકે મૂકેલો પોતાનો ડગલો એણે લીધો ને તેનું પિંડલું ઉકેલી સરખો કરી તેમાંથી તમાકુ કાઢી એક ચપટી લીધી. પોતે જે વિચારના વમળમાં પડી ગયો હતો તેમાંથી નીકળવામાં એ ચપટી મદદ કરશે એમ એણે ધારેલું.

પણ એની ધારણા નિષ્ફળ નીવડી. એણે એમ ને એમ વિચાર કર્યા જ કર્યો, પણ કશા નિર્ણય ઉપર એ આવી શક્યો નહિ. જવું તો જોઈએ જ એમ એને લાગતું હતું, છતાં એની કરુણાવૃત્તિ એને પાછો ખેંચી રાખતી હતી, એટલે શું કરવું એ એને સૂઝયું નહિ. ડગલાનો ફરી વીંટો બનાવી એણે પોતાના માથા નીચે મૂકી દીધો. આ રીતે એ લાંબા વખત સુધી પડ્યો રહ્યો, ને પહેલી વારનો કૂકડો પણ બોલ્યો; પણ પછી એની આંખો ઘેરાવા લાગી. ત્યાં કોઇએ એને જગાડ્યો હોય એમ એને એકાએક લાગ્યું. પોતે જાણે રસ્તે પડવા કપડાં પહેરી તૈયાર થઇ ગયો છે, પોતાનો થેલો પીઠ પર ગોઠવી દીધો છે, ને હાથમાં ડાંગ લઇ લીધી છે, ને ખડકી જાણે અધખોલી છે, એટલે જરા સંકોચાઇને પોતે માર્ગ કરી શકે એમ છે—એવું દૃશ્ય એણે જોયું. એ અધખોલી ખડકીમાંથી

એ નીકળવા જતો હતો ત્યાં એનો થેલો એક બાજૂની વાડમાં ભરાઈ ગયો, ને તે કાઢવા ગયો ત્યાં એની પિંડીએ વીંટાળેલો પટ્ટો બીજી બાજૂએ ભરાયો ને સાવ ઊકલી ગયો. એણે થેલો આંચકો મારી ખેંચ્યો તો એને માલૂમ પડયું કે, તે કંઇ વાડમાં ભરાઈ નહોતો ગયો, પણ પેલી નાની છોકરીએ તે પકડી રાખ્યો હતો, અને રડતી રડતી એ બોલતી હતી :

'રોટલો દો, દાદા, રોટલો.'

પછી એણે પોતાના પગ ઉપર નજર નાખી, તો પેલો નાનકડો છોકરો એના પગે વીંટાળવાનો પટ્ટો ઝાલી ઊભો હતો, ને પેલો ધરધણી ને ડોશી બારીમાંથી એને જોઈ રહ્યાં હતાં !

એટલે એલિશા જાગી ઊઠયો, ને સાંભળી શકાય એવા અવાજે સ્વગત બોલ્યોઃ

'કાલે હું એમનું ખેતર છોડાવીશ, એમને એક ઘોડો વેચાતો લઇ આપીશ, નવો પાક આવે ત્યાં સુધી ચાલે તેટલો આટો લઈ આપીશ ને નાનાં બચ્ચાંને દૂધ મળે એટલા માટે એક ગાય પણ લઈ દઇશ. એટલું ન કરું તો તો દરિયાપાર ભગવાનને ખોળવા જાઉં ત્યાં મારા અંતરમાં જે વહાલાજી વિરાજી રહ્યા છે તેને જ ખોઇ બેસું.'

પછી એલિશાને નિદ્રા આવી ગઇ ને એ સવાર સુધી ઊંઘ્યો. સવારમાં એ વહેલો ઊઠયો, ને પેલા તાલેવંત ખેડૂત પાસે જઇ આ લોકોનું ખેતર તેમ બીડ બન્ને એણે છોડાવ્યાં. વળી એણે એક દાતરડું ખરીદ્યું, (કેમકે એ લોકોએ દાતરડુંએ વેચી ખાધું હતું) ને તે પોતાની સાથે લેતો આવ્યો. પછી એણે પેલા આદમીને કાપણી કરવા મોકલ્યો ને પોતે ગામમાં ગયો. એણે સાંભળેલું કે વીશીમાં એક ઘોડો ને ગાડું વેચાવા આવ્યું છે, એટલે એણે ત્યાં

જઇ માલિક જોડે તેનું સાટું કરી એ ખરીદી લીધું. પછી એણે આટાની એક ગૂણ વેચાતી લીધી અને તે ગાડામાં મૂકી, અને ત્યાંથી ગાયની તપાસ કરવા નીકળ્યો. એ જતો હતો એવામાં વાતો કરતી ચાલી જતી બે બાઇઓ આગળ થઇને એ પસાર થયો. જો કે તે બાઈઓ લઘુ રશિયાની બોલીમાં વાતો કરતી હતી, છતાં તેમની વાતો એ સમજી શક્યો.

'પહેલાં તો તે લોકો એને ઓળખતાં પણ નહિ. એ લોકોએ તો એમ ધારેલું કે બીજા જેવો એ પણ કોઇ છેક સાધારણ માણસ હશે. એ આવેલો તો પાણી જ પીવા પણ પછી રહી ગયો. ને જો તો ખરી, શાં શાં વાનાં એણે એ લોકોને લઇ દીધાં! બધાં તો કહેતાં'તાં કે એણે તો હજી આજ સવારે જ વીશીવાળાને ત્યાંથી એમને એક ઘોડો ને ગાડું લઇ આપ્યાં! દુનિયામાં આવા માણસ કંઇ બહુ નથી હોતા, એટલે જઇને એક વાર એનાં દર્શન કરવાં જોઇએ.'

એલિશાએ આ વાત સાંભળી ને એ સમજ્યો કે તે પોતાની પ્રશંસા થઇ રહી છે. એટલે એ ગાય ખરીદવા ન ગયો, પણ વીશીમાં પાછો આવી એણે ઘોડાના દામ ચૂકવ્યા, તેના પર સામાન મૂક્યો ને ગાડું જોડી તે પેલાં લોકોના ઘર સુધી હંકારી ગયો. તે આવ્યું એટલે ગાડામાંથી ઊતરી પડ્યો. ઘોડો દેખીને ઘરમાંનાં માણસો ચકિત થઇ ગયાં. પોતાને માટે જ કદાચ તે ઘોડો લાવ્યો હશે એવું અનુમાન તે લોકોએ કર્યું; પણ એવો પ્રશ્ન પૂછી જોવાની તેમની હિંમત ચાલી નહિ. દરવાજો ઊઘાડવા પેલો માણસ ઘર બહાર આવ્યો.

'દાદા, આ ઘોડું ક્યાંથી લાવ્યા?' તેણે પૂછ્યું.

'કેમ, વેચાતો લાવ્યો,' એલિશાએ ઉત્તર આપ્યો. 'સોંઘામાં મળતો'તો. હવે જઇને થોડું ઘાસ કાપી આવ, ને ઘોડાને રાતે ખાવા ગમાણમાં તે ભરી રાખ. ને આ ગૂણ ઘરમાં મૂકી દે.'

તે માણસે ઘોડાને ગાડેથી છોડી નાખ્યો, અને ગૂણ કોઠારમાં લઇ ગયો. પછી તે થોડું ઘાસ વાઢી આવ્યો ને તે ગમાણમાં મૂક્યું. પછી સૌ સૂઇ ગયાં. તે પછી એલિશા બહાર આવ્યો ને રસ્તાની નજીક જ એ સૂતો. આજે સાંજે એણે પોતાનો થેલો પણ સાથે જ લઇ લીધો હતો. જ્યારે સૌ જંપી ગયાં ત્યારે એ ઊઠ્યો, પોતાના થેલામાં જે મૂકવાનું હતું તે મૂકી તે બરાબર બાંધ્યો ને ખભે ભેરવી દીધો. પિંડીએ કપડાના પટા વીંટાળી દીધા, પગરખાં ને ડગલો પહેરી લીધાં, અને એફિમને પકડી પાડવા એ ચાલી નીકળ્યો.

૭

**એલિશા** જ્યારે ત્રણ માઇલ કરતાં જરા વધારે ચાલ્યો ત્યારે અજવાળું થવા લાગ્યું. એટલે એ એક ઝાડ તળે બેઠો, પોતાનો થેલો એણે ખોલ્યો, ને પોતાની સિલક ગણી જોઇ તો ફક્ત સત્તર રૂબલ ને વીસ કોપેક જ રહ્યા છે એમ માલૂમ પડ્યું.

'આટલી મૂડીએ દરિયાપાર જવા મથવું એનો કંઇ અર્થ નથી,' એને વિચાર આવ્યોઃ 'ને રસ્તે ભીખ માગતાં જવું એ તો ન જવા કરતાં પણ નપાવટ. દોસ્ત એફિમ મારા વિના એકલો જેરૂસલેમ પહોંચશે ને તે ત્યાં મારા વતી એક એક મીણબત્તી દરેક મંદિરમાં મૂકશે. બાકી મને લાગે છે કે મારી માનતા તો આ ભવમાં હું કદી પૂરી કરવાનો નહિ. એટલો પાડ માનવો કે એ માનતા જે પરમાત્મા આગળ કરી છે તે પરમ દયાળુ છે ને મારા જેવા પાપાત્માઓને માફી બક્ષે છે.'

પછી એલિશા ઊભો થયો, પોતાના થેલાને આંચકો મારીને ખભા પર બરાબર ગોઠવ્યો ને પાછો ફર્યો. કોઇ એને ઓળખે એવી એની ઇચ્છા નહોતી, એટલે ગામમાં થઇને ન નીકળવું પડે એટલા માટે એણે ફેરનો રસ્તો લીધો અને ઝપાટાબંધ વતન ભણી ચાલવા લાગ્યો. ઘેરથી નીકળેલો ત્યારે એને વાટ વસમી લાગેલી, ને એફિમની જોડાજોડ એના જેટલી ઝડપે ચાલવું એને કપરું લાગેલું; પણ અત્યારે ઘર ભણી વળતી વખતે રસ્તો કાપવામાં ઇશ્વરે એને એવી મદદ કરી કે એને જરા પણ થાક લાગ્યો નહિ. ચાલવું એ તો એને બાળખેલ જેવું લાગ્યું. પોતાની ડાંગ એ હવામાં વીંઝતો વીંઝતો ચાલતો ને રોજના ચાળીસથી પચાસ માઇલ સહેજે કાપી નાખતો.

એલિશા જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે કાપણી પૂરી થઇ ગઇ હતી. એનાં ઘરનાં બધાં એને દેખીને રાજી રાજી થઇ ગયાં ને માર્ગમાં શું થએલું એ જાણવા સૌ ઇંતેજાર બન્યાં. એ શાથી ને કેવી રીતે પાછળ પડી ગએલો ? ને જેરૂસલેમ પહોંચ્યા પહેલાં એ કેમ પાછો ફર્યો ?—એવા એવા પ્રશ્નો સૌ એને પૂછવા લાગ્યાં. એલિશાએ તેમને બધી વાત કરી નહિ.

'મારે ત્યાં પહોંચવું એવો ભગવાનના ઘરનો હુકમ જ નો'તો,' એણે કહ્યું 'એટલે મારગમાં મારા પૈસા ગુમ થયા ને મારા સાથીથી હું પાછળ પડી ગયો. ભગવાનને ખાતર મારી ગાફેલગીરી માફ કરજો!'

વધેલા પૈસા એલિશાએ પોતાની બૈરીને આપ્યા. પછી એણે તેમને ઘરમાં કેમ ચાલે છે તેના સમાચાર પૂછ્યા. બધું બરાબર ચાલતું હતું, કરવાજોગું સઘળું કામ કરવામાં આવ્યું હતું, એમાં

બિલકુલ ગફલત રાખવામાં આવી નહોતી, ને સૌ સંપ સંપીને શાન્તિમાં રહેતાં હતાં.

એફિમનાં ઘરનાંને એના આવ્યાની તે જ દહાડે ખબર પડી, એટલે પોતાના ડોસાના સમાચાર પૂછવા તેઓ આવ્યાં, તેમને પણ એલિશાએ એ જ ઉત્તર આપ્યા.

'એફિમની ચાલ ઉતાવળી છે. સંત પીટરના પર્વ પહેલાં ત્રણ દિવસ ઉપર અમે છૂટા પડેલા, ને તેને પકડી પાડવાની મારી મૂળ ધારણા હતી, પણ ભાતભાતનાં વીતક વીત્યાં. મારા પૈસા ગુમ થયા ને આગળ જવાનું મારી પાસે સાધન ન રહ્યું એટલે હું પાછો ફર્યો.'

આવા સમજુ માણસે આવી બેવકૂફી કરી કે ઘેરથી જવા નીકળ્યા છતાં પોતાને ધારેલે ઠેકાણે એ ન પહોંચ્યો અને પોતાના બધા પૈસા વેડફી માર્યા એ સાંભળી લોકોને આશ્ચર્ય થયું. ઘડી-ભર એમને એથી નવાઇ લાગી, ને પછી તરત એ બધી વાત તેઓ વીસરી ગયાં અને એલિશા પણ એ જ પ્રમાણે વીસરી ગયો. પછી એણે ફરીથી ઘરનું કામકાજ કરવા માંડયું. છોકરાને મદદમાં રાખી એણે શિયાળાની વપરાશ માટે ઈંધણાં કાપી રાખ્યાં. બૈરાંઓ સાથે મળી એણે કણસલાં ઝૂડી દાણા જુદા પાડયા. પછી બહારનાં મકાનોનાં બધાં છાજ એણે સમાર્યાં, મધમાખોને યોગ્ય સ્થળે મૂકી, ને વસંત ઋતુમાં પોતાના જે પડોશીને દશ મધપૂડા વેચાતા આપેલા તેને એ દશ મધપૂડા ને એમાં વિશેષ થએલાં મધમાખોનાં બધાં ઝુંડ સોંપી દીધાં. એમાંથી કેટલાં ઝુંડ થએલાં તે વાત સંતાડવા એની બૈરીએ ખૂબ મહેનત કરી, પણ કયા મધપૂડામાં ઝુંડ થએલાં તેને કયામાં નહિ થએલાં તે એલિશાએ આપમેળે પારખી કાઢેલું. એટલે દશને બદલે

સત્તર ઝુંડો એણે પોતાના પડોશીને સુપ્રત કર્યાં. શિયાળાને માટે બધી તૈયારી કરી લીધા પછી એલિશાએ પોતાના છોકરાને કંઈક ધંધો શોધવા બહારગામ મોકલી દીધો ને પોતે ઝાડની છાલના જોડા ગૂંથવાનું તથા મધપૂડા માટે પોલાં લાકડાં બનાવવાનું શરૂ કર્યું.

## ૮

તે દિવસે એલિશા જ્યારે એ માંદાં માણસોના મકાનમાં રોકાઇ ગયો ત્યારે એફિમે આગળ જઈ એની રાહ જોઇ. થોડુંક આગળ જઇ તે બેસી ગયો. ત્યાં તેણે લાંબા વખત સુધી રાહ જોઈ, જરા ઊંઘ પણ લઇ લીધી, જાગીને ફરી પાછી ખૂબ રાહ જોઇ, પણ તેનો જોડીદાર તો આવ્યો જ નહિ. આંખો દૂખવા આવી ત્યાં સુધી તેણે તાકીતાકીને જોયા કર્યું. ઝાડ પાછળ સૂર્યાસ્ત થઈ રહ્યો હતો છતાં એલિશાનાં દર્શન થયાં નહિ.

'કદાચ એ અહીં થઇને પસાર થઇ ગયો હશે' એફિમને વિચાર આવ્યો, 'અથવા કદાચ કોઇએ એને ગાડામાં બેસવા દીધો હશે, ને એ અહીં થઇને પસાર થઇ ગયો હશે; પણ હું ઊંઘતો હોઇશ એટલે મને એણે દેખ્યો નહિ હોય. પણ મને દેખ્યા વિના કેમ રહે? આ મેદાનમાં તો માણસ દૂર સુધી દેખી શકે. ત્યારે હું શું કરું? પાછો જાઉં અહીંથી? પણ ધારો કે એ આગળ ગયો હોય, તો તો અમે સદંતર વિખૂટા જ પડી જઇએ, ને પરસ્પર અમારો ભેટો જ પાછો થઇ શકે નહિ. એટલે એ તો અત્યાર કરતાં પણ ખરાબ થાય. એ કરતાં તો હું આગળ જાઉં

એ જ સારું, કે રાતવાસો રહેશું ત્યાં ક્યાંક તો જરૂર ભેગા થઇ જઇશું.'

તે એક ગામમાં આવ્યો ને ત્યાંના ચોકીદારને તેણે કહી મૂક્યું કે અમુક નિશાનીવાળો કોઇ ડોસો ગામમાં આવી ચડે, તો પોતે જ્યાં રાતવાસો કરેલો તે મકાનમાં એને લાવવો; પણ એલિશા તે રાત્રે આવી પહોંચ્યો નહિ. એટલે એફિમે આગળ પ્રયાણ કર્યું, ને માર્ગમાં જે કોઈ મળે તે સૌને, બાંધીદડીનો, માથે ટાલવાળો કોઇ ડોસો એમણે દેખેલો કે કેમ એમ પૂછયા કર્યું. પણ આવો મુસાફર કોઇએ દેખેલો નહિ. આથી એફિમને આશ્ચર્ય થયું, છતાં તેણે પોતાની આગળની મુસાફરી ચાલુ રાખી ને મનમાં સમાધાન કર્યું:

'ઓડેસ્સામાં તો અમે જરૂર ભેગા થઇ જઇશું, નહિ તો છેવટે વહાણમાં તો નક્કી જ!' આમ કરી તેણે એ બાબત પોતાના મનમાંથી કાઢી નાખી.

રસ્તામાં તેને એક યાત્રાળુ સાધુનો ભેટો થઇ ગયો. એ સાધુએ મોટી કફની પહેરી હતી, લાંબા વાળ રાખ્યા હતા, ને પાદરીઓ કે ભૈયાઓ પહેરે છે એવી નાની તાલકાટોપી માથે મૂકી હતી. આ યાત્રાળુ એથોસ પર્વત જઇ આવેલો ને અત્યારે બીજી વાર જેરૂસલેમ જતો હતો. એક રાત તેમણે બન્નેએ એક જ સ્થળે વાસો કરેલો, એટલે આવી રીતે એકવાર અકસ્માત્ ભેગા થઈ ગયા પછી તેમણે બન્નેએ સાથે જ મુસાફરી કરવાનું રાખ્યું.

તેઓ ઓડેસ્સા સહીસલામત પહોંચી ગયા, પણ ત્યાં તેમને વહાણની ત્રણ દહાડા વાટ જોવા પડી. જુદા જુદા ભાગોમાંથી આવેલાં બીજાં અનેક યાત્રાળુઓની પણ એ જ દશા થઇ.

એફિમે ફરી અહીં એલિશા વિશે પૂછપરછ કરી, પણ કોઇએ એને જોએલો નહિ.

એફિમે દેશાન્તરગમનનો પાસ કઢાવ્યો, એના તેને પાંચ રૂબલ બેઠા. જેરૂસલેમની આવતાં જતાંની ટિકીટના તેણે ચાળીસ રૂબલ આપ્યા, ને પ્રવાસને માટે અનાજ તથા મચ્છી પણ તેણે ખરીદી લીધી.

પેલા યાત્રાળુએ એફિમને વગર ભાડે વહાણની મુસાફરી કરવાનો માર્ગ બતાવવા માંડયો, પણ એફિમે એની વાત કાને ન ધરી. 'ના, મારે એવું કરવું નથી. ભાડું આપવાની ત્રેવડ કરીને જ હું આવ્યો છું, એટલે હું તો આપવાનો,' એમ તેણે કહ્યું.

વહાણમાં બધો માલ ભરાઇ ગયો ને સૌ યાત્રાળુઓ પણ બેસી ગયાં, એટલે એફિમ ને તેનો સાથી પણ આવીને બેઠા. વહાણે લંગર લઇ લીધું ને દરિયામાં આગળ વધવા માંડયું.

દિવસ આખો તો એમણે શાન્તિથી પ્રવાસ કર્યો, પણ રાત પડવા આવી એટલે પવન નીકળ્યો, વરસાદ પણ આવ્યો ને વહાણ એક બાજૂથી બીજી બાજૂ ડોલવા લાગ્યું. બેસારુ બધાં ભયભીત બની ગયાં. બૈરાંઓએ તો રડારોળ કકલાણ ને ચીસાચીસ કરી મૂકી અને નબળી છાતીના પુરુષો ભંડકિયામાં રક્ષણ શોધવા ભરાઇ બેઠા. એફિમને પણ ભય તો લાગ્યો, પણ બહારથી તેણે એ જરાએ જણાવા દીધો નહિ, ને વહાણ ઉપર આવ્યો ત્યારની ટામ્બોફના એક ડોસાની પડખે તૂતક પર પોતાની બેઠક જમાવી હતી ત્યાં જ તે બેસી રહ્યો. પોતપોતાનો સરસામાન પકડી રાખી ત્યાં તે આખી રાત ને પછીનો આખો દિવસ ચુપચૂપ બેસી રહ્યા. ત્રીજે દિવસે દરિયો કંઇક શાન્ત પડયો, ને પાંચમે દિવસે એમનું વહાણ ઈસ્તંબૂલ આવી નાંગર્યું. અત્યારે તુર્કોના

તાબામાં આવેલ સન્ત સોફિયાના દેવળે દર્શન કરવા કેટલાંક જાત્રાળુ કાંઠે આવ્યાં. પણ એફિમ તો વહાણમાં જ બેસી રહ્યો ને થોડી સફેદ રોટી તેણે ખરીદી. ત્યાં તેઓ ચોવીસ કલાક પડયા રહ્યા ને પાછું તેમણે દરિયામાં આગળ હંકાર્યું. ત્યાંથી તેઓ સ્મિર્ના અટકયા ને પછી એલેક્ઝાંડ્રિયા. આખરે તેઓ સૌ જાફ્ફા ક્ષેમકુશળ આવી પહોંચ્યાં. અહીં સૌ જાત્રાળુઓને વહાણમાંથી ઊતરી પડવાનું હતું. અહીંથી પણ જમીનરસ્તે જેરૂસલેમ ચાળીસ માઇલ કરતાં વિશેષ દૂર હતું. વહાણમાંથી ઊતરતી વખતે પાછાં ઉતારુઓ છળી ઊઠયાં; કેમકે વહાણ ઊંચું હતું, એટલે ઉતારુઓને ઊંચકી ઊંચકીને નાવડાંમાં નાખતા હતા, ને એ નાવડાં એટલાં બધાં ડોલતાં હતાં કે નિશાન ચુકાતાં ઉતારુ નાવડાને બદલે દરિયામાં જ પડે એવી પુષ્કળ વકી હતી. એકબે માણસો એવી રીતે પડીને ભીંજાયાં પણ ખરાં, પણ આખરે સૌ હેમખેમ કાંઠે આવી પહોંચ્યાં.

ત્યાંથી તેમણે પગપાળા મુસાફરી કરવા માંડી ને ત્રીજે દિવસે બપોરે તેઓ જેરૂસલેમ પહોંચ્યાં. શહેર બહારની રશિયાઈ ધર્મશાળામાં તેમણે પડાવ નાખ્યો ને પોતાના પાસ ત્યાં બતાવ્યા. પછી ભોજન કરી એફિમ પોતાના જોડીદાર જાત્રાળુ સાથે પવિત્ર ધામોનાં દર્શને નીકળી પડયો. પાક કબ્રસ્તાન ( Holy Sepulchre )માં તો આજે એમને કોઇ પેસવા દે એમ નહોતું, એટલે તે સૌ કુલપતિ ( Patriarch)ના ગ્રીક મઠમાં ગયાં. સઘળાં યાત્રાળુઓ અહીં એકઠાં થયાં. પછી સ્ત્રીઓને પુરુષોથી જુદી પાડવામાં આવી, ને સૌને કૂંડાળું વળી ખુલ્લે પગે બેસવાનું કહેવામાં આવ્યું. તે પછી એક સાધુ સાથે અંગૂછો લઇ એમના પગ ધોવા આવ્યો. એણે કૂંડાળામાં બેઠેલા દરેક જણના

પગ ધોઇ, લૂછી, તેને ચુંબન કર્યું. અન્ય સૌની સાથે એફ્રિમના પણ એણે પગ પખાળી એને ચુંબન કર્યું. સાયં ને પ્રાતઃપ્રાર્થના થઈ ત્યાં સુધી તે ત્યાં ખડો રહ્યો, તેણે પોતે પણ બંદગી કરી, મીણબત્તીઓ મૂકી, ને પોતાના માબાપના નામાક્ષરથી અંકિત ચોપડીઓ સૌને આપી, જેથી દેવળની પ્રાર્થનાઓમાં એમનો ઉલ્લેખ આવે. કુલપતિના આ ધામમાં એમને અન્ન ને આસવ આપવામાં આવ્યાં. બીજે દિવસે સવારે તેઓ મિસરની મેરીના ભોંયરામાં ગયા. આ ભોંયરામાં રહી મેરીએ તપશ્ચર્યા કરી હતી. અહીં પણ એમણે મીણબત્તીઓ મૂકીને પ્રાર્થનાઓ વંચાવી. ત્યાંથી તેઓ અબ્રાહમના મઠમાં ગયા, ને અબ્રાહમે પોતાના પુત્રને વધેરી બલિદાન તરીકે ઈશ્વરને અર્પવા ધારેલો તે સ્થળ જોયું. પછી જે સ્થળે ઈસુ ખ્રિસ્તે મેરી મેડલીનને દર્શન આપેલાં તે સ્થળે, તેમ ભગવાન ઈસુના ભાઇ જેઇમ્સના દેવળે ગયા. આ સર્વ સ્થાનો પેલા યાત્રાળુએ એફ્રિમને બતાવ્યાં, ને પ્રત્યેક સ્થળે કેટલા પૈસા મૂકવા તે પણ એણે સમજાવ્યું. બપોરે પોતાને મુકામે આવી તેમણે ભોજન લીધું. પછી જેવા તે લાંબા થઇ આરામ લેવાની તૈયારી કરતા હતા તેવી પેલા જાત્રાળુએ કારમી ચીસ નાખી, ને બધે હાથ ફેરવી ફેરવીને પોતાનાં કપડાં તપાસવા લાગ્યો.

'મારી પૈસાની થેલી કોઇક ચોરી ગયું,' એ બોલ્યો. 'એમાં ત્રેવીસ રૂબલ હતા. દશ દશની બે નોટો હતી ને બાકીનું પરચૂરણ હતું.'

એણે નિસાસા નાખી ભારે વલોપાત કર્યો, પણ હવે કશો ઇલાજ રહ્યો નહોતો એટલે તેઓ સૂઇ ગયા.

સૂતાં સૂતાં એફિમના ચિત્તમાં આસુરી સંપત્તિએ જોર કર્યું. 'આના પૈસા કોઇએ ચોર્યા નથી' તેને વિચાર આવ્યો. 'એની પાસે પૈસા હતા એ જ વાત મારા તો માન્યામાં આવતી નથી. ક્યાંએ એણે પાઇ પણ આપી નથી, જો કે મારી પાસે બધે ઠેકાણે અપાવ્યું, ને મારી પાસેથી એક રૂબલ ઉછીનો પણ લીધો.'

જેવો આ વિચાર મનમાં આવ્યો કે તરત એફિમે મનને ઠપકો આપ્યો ને તે સ્વગત બોલ્યો: 'કોઇની ટીકા કરી એને સારો નરસો કહેવાનો મને શો હક્ક? એ તો પાપ કહેવાય. હવે એવો વિચાર કદી મનમાં નહિ લાવું.' પણ વળી પાછી જેવી વિચારની ઘટમાળ ફરવા લાગી કે તરત એ યાત્રાળુ વિશે તેને ફરી વિચાર આવ્યો: પૈસામાં એ કેવો લુબ્ધ લાગતો હતો, ને પોતાની થેલી ખોવાઇ એમ એણે જે કહેલું તે કેવું અસંભવિત લાગતું હતું–એ વિચાર તેના મનમાં આવ્યા.

'એની પાસે પૈસા હતા જ નહિ,' એફિમને ફરી વિચાર આવ્યો. 'બધી બનાવટી વાત.'

સાંજ પડવા આવી એટલે તેઓ ઊઠયા, ને ઈસુ ભગવાનની કબર છે તે પુનરુત્થાનના મહાન દેવળમાં મધરાતની પ્રાર્થના વખતે હાજર રહેવા ગયા. પેલો જાત્રાળુ એફિમનો પલ્લો પકડી રાખતો હતો અને બધે ઠેકાણે એની જોડે જોડે જ જતો હતો. પછી તેઓ દેવળે આવ્યા.

પાર વિનાના જાત્રાળુઓ ત્યાં એકઠાં થયાં હતાં, તેમાં કેટલાંક રશિયન હતાં ને કેટલાંક ગ્રીક, તુર્ક, આર્મિનિયન, ને સીરિયન એમ જુદી જુદી પ્રજાનાં હતાં. સૌની સાથે એફિમ પ્રવેશદ્વારમાં પેઠો. તુર્ક સંત્રીઓ ઊભા હતા તેમની પડખે થઇને એક સાધુ એમને તારણહારને ક્રોસ ઉપરથી ઉપાડી જ્યાં લેપ કરવામાં આવેલો ને જ્યાં અત્યારે નવ મોટી દીવીઓમાં મીણબત્તીઓ બળતી હતી તે સ્થળે લઇ ગયો. તે સાધુએ એમને સઘળું બતાવ્યું ને સઘળાની સમજ પાડી. એફિમે ત્યાં એક મીણબત્તી મૂકી. પછી તે સાધુ એફિમને જમણા હાથ ભણી લઈ ગયો, ને ગોલ્ગોથાના પગથિયાં ઉપર થઈ જ્યાં ક્રોસ રાખેલો તે સ્થળે તેઓ આવ્યા. ત્યાં એફિમે પ્રાર્થના કરી. પછી, જ્યાં પૃથ્વી છેક પાતાળ સુધી ફાટેલી એ ચીરો એને બતાવ્યો. પછી, જ્યાં ઈસુ ખ્રિસ્તના હાથપગને ક્રોસ પર ખીલા ઠોકી સજડ કરેલા તે સ્થળ બતાવ્યું, ને પછી, જ્યાં ઈસુનું રક્ત આદમના અસ્થિ પર ટપકેલું, તે આદમની કબર તેને દેખાડી. પછી, માથે કાંટાનો મુગટ પહેરાવતી વખતે ઇસુ જ્યાં બેઠેલ તે શિલા તેને દેખાડી, ને તે પછી, ફટકા મારતી વખતે જ્યાં ઈસુને બાંધેલ તે થાંભલો તેને દેખાડયો. પછી એફિમે ખ્રિસ્તના પગ જકડવામાં આવેલા તે પથ્થરની હેડ જોઇ. પછી બીજું કંઇક તેને બતાવવા જતા હતા એવામાં લોકોના ટોળામાં કંઇક ખળભળાટ જોવામાં આવ્યો ને સૌ ઉતાવળ કરીને ભગવાન ઈસુની કબરવાળા દેવળ ભણી જ દોડવા લાગ્યા. ત્યાં લેટિન પ્રાર્થના હમણાં જ પૂરી થઇ હતી, ને રશિયાઇ ભજનમાળા શરૂ કરતા હતા. એટલે લોકોના ટોળા ભેગો એફિમ પણ ખડકમાંથી કોતરી કાઢેલ એ કબ્રસ્તાનમાં ગયો.

પેલા જાત્રાળુના લપમાંથી છૂટવા તેણે કોશીશ કરી, કેમકે

મનમાં હજુ તે એની વિરુદ્ધ પાપમય વિચારો સેવી રહ્યો હતો. પણ એ જાત્રાળુએ તેનો સાથ કેમે કરતાં છોડયો નહિ, ને પાક કબરસ્તાનમાં ચાલી રહેલી પ્રાર્થનામાં તેની સાથે જ ગયો. ત્યાં જઈ તેમણે મોખરાના ભાગમાં આવવા યત્ન કર્યો, પણ ખૂબ મોડા પડયા હતા એટલે ફાવ્યા નહિ. ટોળું એવું ગંજાવર હતું કે આગળ કે પાછળ એકે બાજૂ એમનાથી જવાય એમ નહોતું. એટલે એફિમ પોતાના મોં આગળના ભાગ ઉપર જોતો, પ્રાર્થના કરતો ને વારે-ઘડીએ પૈસાની થેલી તપાસતો ત્યાં ઊભો રહ્યો. અત્યારે તેનું ચિત્ત બે પ્રકારના વિચારો વચ્ચે ઝોલાં ખાતું હતુંઃ કેટલીક વાર તેને એમ થતું હતું કે પેલો જાત્રાળુ પૈસા ચોરાયાની વાત કરતો હતો તે છેતરપીંડીની વાત હતી, તો વળી કેટલીક વાર તેને એવો વિચાર આવતો હતો કે એ જાત્રાળુની વાત જો સાચી હોય ને એની થેલી જો ખરેખર ચોરાઈ હોય, તો પોતાના પણ કદાચ એ જ હાલ થાય.

## ૧૦

એક નાનકડા ગર્ભાગારમાં પાક કબર આવેલી હતી, ને તેની ઉપર છત્રીસ દીવા બળી રહ્યા હતા. એફિમ ઊભો ઊભો એ ગર્ભાગારમાં તાકી તાકીને જોઇ રહ્યો. લોકોના માથા ઉપર થઇને જોતો તે ઊભો રહ્યો હતો ત્યાં તેને ચકિત કરે એવું કંઇક તેણે જોયું. પુનિત જ્યોત પ્રકાશી રહેલી પેલી દીપમાળાની બરાબર નીચે ને બધાં જાત્રાળુઓને મોખરે એફિમે એક ડોસાને દેખ્યો. એ ડોસાએ રાખોડી ડગલો પહેર્યો હતો અને એનું ટાલ પડેલું ઝગારા મારતું માથું એલિશા બોડ્રોફ જેવું લાગતું હતું.

'લાગે છે તો એના જેવો' એફિમને મનમાં થયું, 'પણ એ

એલિશા ન હોય. મારી પહેલાં એ આવી શકે એમ નહોતું. અમારી અગાઉનું વહાણ એક અઠવાડિયા પહેલાં ઊપડેલું તે તો એ પકડી શકે એમ જ નહોતો. ને અમારા વહાણમાં તો એ હતો જ નહિ, કેમકે વહાણ ઉપરના એકેએક જાત્રાળુને હું જોઇ વળેલો.'

એફિમના મનમાં આ વિચાર હજુ આવ્યો ન આવ્યો એટલામાં તો પેલો બાંધી દઢીનો ડોસો પ્રાર્થના કરવા લાગ્યો, અને એણે ત્રણ વાર વંદન કર્યું: એક વાર પોતાની દૃષ્ટિ સમક્ષ ઈશ્વરને, ને પછી એક એક વાર પોતાની જમણી ડાબી બાજૂએ ધર્મ-બંધુઓને. જેવું એનું માથું જમણી બાજૂ નમ્યું તેવો એફિમે એને ઓળખ્યો. એ એલિશા બોડ્રોફ જ હતો: ગાલ આગળથી સફેદ થવા માંડેલી કાળા વાંકડિયા વાળવાળી એ જ એની દાઢી હતી, એ જ એનાં ભવાં હતાં, આંખ ને નાક પણ એનાં હતાં અને ચહેરાની સિકલ પણ એ જ હતી. ચોક્કસ, એ જ હતો!

પોતાના સાથીનો પાછો પત્તો લાગવાથી એફિમ ખૂબ ખુશ થયો અને એલિશા પોતાથી આગળ કેવી રીતે નીકળી શક્યો હશે એ વિશે તેને કૌતુક થયું.

'શાબાશ, એલિશા!' તે મનમાં બોલ્યો: 'જોયું?—કેવો મોખરે ધસી આવ્યો છે! કોઈક માર્ગ બતાવનાર મળી ગયું હશે એટલે આ બધાંને વીંધી એ આગળ પહોંચી ગયો હશે. બહાર નીકળીશ ત્યારે હું એને શોધી કાઢીશ. આ તાલકા ટોપીવાળા લપને પડતો મૂકીશ, ને પછી એલિશાની જોડે ને જોડે જ રહીશ. લોકોના ટોળાને મોખરે કેવી રીતે પહોંચવું, એનો રસ્તો પણ કદાચ એ મને બતાવશે.'

એલિશા નજર બહાર ક્યાંએ ચાલ્યો ન જાય એટલા માટે એફિમ ત્યાં ને ત્યાં જોઈ રહ્યો. પણ પ્રાર્થના પૂરી થઇ એટલે

લોકો કબર ચૂમવા આગળ ધસવા લાગ્યાં. તેથી ટોળું હિલોળે ચડયું ને એફિમ હડસેલાઇને બાજૂ પર આવી ગયો. પોતાની પૈસાની થેલી ક્યાંક ચોરાઈ જશે એ બીક વળી પાછી તેના મનમાં તાજી થઇ; એટલે પોતાને હાથે થેલી દાબી રાખી બહાર નીકળવાની આતુરતાથી ટોળામાં લોકોને તે કોણીઓ મારવા લાગ્યો. આખરે જ્યારે તે ટોળામાંથી નીકળી ખુલ્લી જગામાં આવી શક્યો, ત્યારે દેવળની અંદર તેમ બહાર બધે તેણે એલિશાની ઘણી વાર સુધી શોધાશોધ કરી. દેવળના ગર્ભાગારોમાં તેણે ભાતભાતનાં લોકોને આહાર કરતાં, મદ્યપાન કરતાં તથા વાંચતાં કે નિદ્રા લેતાં દીઠાં. પણ એ બધામાં ક્યાંએ એલિશા નજરે પડયો નહિ. એટલે પોતાના સાથીનો પત્તો મેળવ્યા વિના જ એફિમ પોતાને મુકામે આવ્યો. તે દિવસે સાંજે પેલો તાલકાટોપીવાળો જાત્રાળુ પાછો ફર્યો નહિ. ઉછીનો લીધેલો એક રૂબલ આપ્યા વિના જ એ ચાલ્યો ગએલો. એટલે એફિમ હવે એકલો પડયો.

બીજે દિવસે એફિમ, વહાણમાં પિછાન થએલી તે તામ્બોફવાળા ડોસા સાથે પાક કબરસ્તાનમાં ફરીથી ગયો. આજે તેણે આગલી હારમાં આવવા યત્ન કર્યો, પણ ધક્કાધક્કીમાં હડસેલા ખાઈને પાછો પડયો, ને એક થાંભલા આગળ ઊભા રહી તેણે પ્રાર્થના કરી. તેણે સામે નજર કરી તો દીપમાળ નીચે છેક મોખરાના સ્થળે ઈસુ ભગવાનની કબરની લગોલગ એલિશાને ઊભેલો તેણે દેખ્યો. યજ્ઞવેદી પર ઊભા થઇ રહેલા પુરોહિતની પેઠે એણે હાથ લાંબા કર્યા હતા ને એનું ટાલવાળું માથું આખું ઝગારા મારતું હતું.

'હં,' એફિમ મનમાં બોલ્યો: 'હવે આજ તો એને છટકવા દેવો જ નથી!'

ધક્કા મારતો તે મોખરે આવ્યો, પણ ત્યાં તો એલિશા પાછો દેખાયો નહિ. જરૂર એ જતો જ રહેલો.

વળી ત્રીજે દિવસે એફિમે જોયું તો કબરના સૌથી પવિત્ર સ્થાનમાં એલિશાને સૌ માણસો દેખે એવી જગાએ પોતાના હાથ પસારી તથા જાણે પોતે આકાશમાં કંઇ ભાળતો હોય એવી રીતે ઊંચે જોઈ રહેતો દેખ્યો. આ વખતે એનું આખું બોડું માથું ચળકાટ કરી રહ્યું હતું.

'હં,' એફિમ વળી મનમાં બોલ્યો: 'આ વખતે તો મારા હાથમાંથી એ છટકવા નહિ જ પામે. હું જઇને બારણે જ ઊભો રહેવાનો એટલે અમારો એકબીજાનો અત્યાર સુધી ભેટો નથી થતો એવું આજે નહિ બનવાનું.'

તેથી એફિમ બહાર આવ્યો ને બપોર થઇ ગયા ત્યાં સુધી દ્વાર આગળ ઊભો રહ્યો. એકેએક જણ પસાર થઇ ગયું, પણ તોય એલિશા ફરક્યો નહિ.

જેરૂસલેમમાં એફિમ છ અઠવાડિયાં રહ્યો, ને બેથ્લેહેમ, બેથની અને જોર્ડન, એ સર્વ સ્થળે એ જઇ આવ્યો. પોતાની દફનક્રિયા વખતે કામમાં લેવાના નવા કફન ઉપર તેણે પાક કબરસ્તાનમાં છાપ મરાવી લીધી. જોર્ડનમાંથી પાણીનો એક શીશો ભરી લીધો ને થોડી પવિત્ર મૃત્તિકા લીધી અને પવિત્ર દીપશિખામાં સળગાવેલી મીણબત્તીઓ ખરીદી લીધી. પ્રાર્થના કરાવવા માટે આઠ ઠેકાણે નામ કોતરાવ્યાં, ને ઘેર પહોંચવા પૈસા રાખી બાકીની બધી રકમ તેણે ખરચી નાખી. પછી તે ઘેર આવવા નીકળ્યો. પગે ચાલતો જાફા પહોંચ્યો, ત્યાંથી વહાણમાં બેસી ઓડેસ્સા આવ્યો, ને ત્યાંથી પગપાળા ઘર ભણી ચાલવા માંડ્યું.

**આ વેળા** એ જ માર્ગે થઇને એફિમ પાછો ફરતો હતો, ને જેમ જેમ ઘર નજીક આવતું ગયું તેમ તેમ પોતાની ગેરહાજરીમાં ઘેર કેમ ચાલતું હશે એ વિશેની તેની આગલી ફિકરચિંતા તેના ચિત્તમાં ફરી પાછી થવા લાગી. એક વરસગાળામાં તો ઘણી નવાજૂની ને ઊથલપાથલ થઇ જાય, ને ઘર બાંધતાં આખી જિંદગી લાગે, પણ ઘર પાયમાલ કરતાં કંઇ ઝાઝો વખત લાગે નહિ–એવા એવા વિચાર તેને આવવા લાગ્યા. પોતાની ગેરહાજરીમાં પોતાના છોકરાએ કેવોક વહીવટ ચલાવ્યો હશે, આ વખતની વસંત એ લોકોને કેવી ચાલતી હશે, ઢોરે શિયાળો કેમ પસાર કર્યો હશે, ને બંધાવવા માંડેલું મકાન બરાબર પૂરું કર્યું હશે કે નહિ એ વિશે તેને જાતજાતના તર્કવિતર્ક થવા લાગ્યા. ચાલતાં ચાલતાં એફિમ આગલે ઉનાળે એલિશાથી જે મુલકમાં છૂટો પડેલો એ મુલકમાં આવ્યો ત્યારે ત્યાં વસતાં લોકો પહેલાં પોતે જોએલાં એ જ હતાં, એ તેના માન્યામાં ઝટ આવ્યું નહિ. આગલી સાલ એ લોકો ભૂખે મરતાં હતાં, પણ અત્યારે તો સુખચેનમાં દહાડા વિતાવતાં હતાં. પાક સરસ થયો હતો એટલે લોકોને અગાઉના દુઃખની ધવા વળી હતી ને એ દુઃખ તેઓ વીસરી પણ ગયાં હતાં.

એક સાંજે એફિમ જ્યાંથી એલિશા પાછળ પડી ગએલો તે જ સ્થળે બરાબર આવી પહોંચ્યો, ને જેવો તે ગામમાં દાખલ થયો કે તરત સફેદ ઝભલું પહેરેલી એક નાની છોકરી એક ઝૂંપડા જેવા ઘરમાંથી બહાર આવી.

'દાદા, એ દાદા, અમારે ઘેર આવો !'

એફિમનો વિચાર તો આગળ ચાલ્યા જવાનો હતો, પણ એ નાની છોકરીએ તેને જવા દીધો નહિ. હસતાં હસતાં એણે તેનો ડગલો પકડી રાખ્યો અને એ ખેંચીને તેને ઘર ભણી લઇ ગઇ. ત્યાં એક નાના છોકરાને લઇને એક બાઈ બારણામાં આવી. તેણે તેને ઇશારત કરી બોલાવ્યો.

'આવોને દાદા,' એ બોલી 'અમારે ત્યાં વાળુ કરજો ને રાતવાસો અહીં રહેજો.'

એટલે એફિમ ઘરમાં ગયો.

'અહીં એલિશાના કંઇક ખબર મળશે ખરા,' તેણે ધાર્યું 'કેમકે મને તો એવો કંઇક ખ્યાલ છે કે એ આ મકાનમાં જ પાણી પીવા આવેલો.'

તેણે ઊંચકેલો થેલો ઉતારવામાં પેલી બાઇએ તેને મદદ કરી, ને પછી મોઢું ધોવા તેને પાણી આપ્યું. પછી એણે તેને ટેબલ આગળ બેસાડયો, ને દૂધ, પૂરી ને રાબ તેને પીરસ્યાં. એફિમે એનો પાડ માન્યો ને જાત્રાળુ પ્રત્યે આવા માયાભર્યા વર્તન બદલ એનાં વખાણ કર્યાં. પણ એ બાઇએ માથું ધુણાવ્યું.

'જાત્રાળુને અમે આદર આપીએ જ ને' એ બોલી, 'કેમકે જીવન એટલે શું એ બતાવ્યું જ અમને એક જાત્રાળુએ. અમે તો ભગવાનને ભૂલી ગયાં હતાં; એટલે ભગવાને અમને એવી સજા કરી કે અમે બધાં મોતના મોંમાં જઇને પડયાં. ગયા ઉનાળામાં અમારા એવા બૂરા હાલ થએલા કે અમે સૌ માંદાં પડેલાં ને લાચાર બની ગએલાં, અને ઘરમાં ખાવા કંઇ રહ્યું નહોતું ! એવે વખતે ભગવાને જો અમારી વારે એક ડોસાને

ન મોકલ્યા હોત—બરાબર તમારા જેવા જ એ ડોસા હતા—તો અમે તો મરણુશરણુ જ થયાં હોત. એક દહાડો એ પીવા માટે પાણી માગવા આવેલા, ને તે અમારા હાલહવાલ જોઇ, અમારા પર દયા આણી અમારે ત્યાં રહ્યા. એમણે અમને ખાવાપીવા આપ્યું, ને અમને પગભર કર્યાં. અમારી જમીન એમણે છોડાવી, અને એક ગાડું ને ઘોડો અમને લઇ આપ્યો.'

એટલામાં પેલી ડોશી ઘરમાં આવીને આ બાઇને અધવચથી બોલતી અટકાવી પોતે કહેવા લાગી:

'એ તે માનવી હતો કે ભગવાને મોકલેલો દેવદૂત હતો એની અમને સમજ પડતી નથી. એણે અમારા સૌ પર પ્રેમ રાખ્યો, સૌ પર દયાભાવ રાખ્યો, ને પોતાનું નામ સુદ્ધાં કહ્યા વિના એ ચાલ્યો ગયો; એટલે કયા પરગજુ પુરુષનું કલ્યાણ કરવા ભગવાનને અમારે પ્રાર્થના કરવી એ પણ અમને તો સૂઝતું નથી. આખો ચિતાર મારી આંખ આગળ તર્યા કરે છે: "આ ઘડીએ મોત આવ્યું" એમ મોતની વાટ જોતી હું પણે પડી'તી, એવામાં માથે ટાલવાળો એક ડોસો ઘરમાં દાખલ થયો. કંઈ બહુ આંખ ઠારે કે છાપ પાડે એવું કશું એના દેખાવમાં નો'તું. એણે આવીને પીવા પાણી માગ્યું, એટલે મારા પાપી જીવને મનમાં થયું: "શું દાટ્યું છ તે છાનોમાનો આ ઘરમાં ધૂસ્યો હશે?" મારા મનમાં આવા ભૂંડા વિચાર આવતા'તા ત્યારે એણે શું કર્યું એ છે ખબર? એણે તો જેવાં અમને સૌને જોયાં કે તરત પોતાનો થેલો બરાબર આ જ જગાએ હેઠો મૂક્યો ને તેની કસો છોડી નાખી.'

આટલે સુધી વાત આવી ત્યાં પેલી નાની છોકરી પણ વાતમાં ભળી.

'ના, દાદી,' એ બોલીઃ 'પહેલાં તો એમણે અહીં ઓરડાની વચમાં થેલો મૂકેલો, ને પછી ઊંચકીને તે બાંકડા પર મૂકેલો.'

અને પછી, એણે જે જે કહેલું ને કરેલું, એ ક્યાં બેસતો ને ક્યાં સૂતો, ને એ દરેક જણને એણે શું શું કહેલું એ બધી બાબતો સંભારી સંભારીને તેઓ ચર્ચા કરવા લાગ્યાં.

'જો એ આવ્યા ન હોત તો અમે સૌ પાપી દશામાં પ્રાણ છોડત. ભગવાન ને માનવી સૌની સામે બબડાટ કરતાં નિરાશામાં અમે મરવા પડ્યાં'તાં, પણ એણે અમને પગભર કર્યાં, એટલે એની મારફત અમે ભગવાનને ઓળખતાં શીખ્યાં ને માણસમાં ભલમનસાઈ રહેલી છે એવો વિશ્વાસ રાખતાં શીખ્યાં. ભગવાન એનું ભલું કરે. અમે જાનવર જેવું જીવન ગુજારતાં'તાં એનાં એણે અમને માણસ બનાવ્યાં.'

એફિમને ખવરાવી પીવરાવી એ લોકોએ તેને સૂવાનું સ્થાન બતાવ્યું ને પછી પોતે પણ સૂઈ ગયાં.

પણ સૂઈ ગયા છતાં એફિમને ઊંઘ આવી નહિ. એલિશાનો વિચાર તેના મનમાંથી તે કેમે કરતાં કાઢી શક્યો નહિ, ને જેરૂસલેમમાં સૌથી મોખરાની જગાએ એને પોતે ત્રણ વાર દીઠેલો એ વાત તેને યાદ આવી.

'હં, મારાથી એ આગળ નીકળી ગયો તે આ રીતે,' એફિમને વિચાર આવ્યોઃ 'ભગવાનને ઘેર મારી જાત્રા સ્વીકારાઈ કે નહિ એ તો કોણ જાણે, પણ એની જાત્રા તો જરૂર ભગવાનને ઘેર સ્વીકારાઈ જ છે.'

બીજે દિવસે સવારે એફિમે એ લોકો પાસેથી રજા લીધી, એટલે એ લોકોએ તેના થેલામાં થોડી સુખડી બંધાવી ને પછી પોતાને કામે ગયાં. એફિમે પછી પોતાની મુસાફરી આગળ ચલાવી.

# ૧૨

**એફિમને** ઘેરથી નીકળ્યાને એક વરસ થઈ ગયું ને એક સાંજે તે ઘેર પહોંચ્યો ત્યારે વસંત ઋતુ ચાલતી હતી. તેનો દીકરો એ વખતે ઘેર નહોતો, પણ પીઠામાં પહોંચ્યો હતો, ને ત્યાંથી પાછો ફર્યો ત્યારે એણે દારૂ જરા વધારે ચડાવેલો. તેથી આવ્યો એટલે એફિમે એને પ્રશ્નો પૂછવા માંડ્યા. એ ઉપરથી મળેલી બધી બાતમી પરથી પુરવાર થયું કે પિતાની ગેરહાજરીમાં એ જુવાનના જીવનમાં કશો ઢંગધડો રહ્યો નહોતો. પૈસા બધા ખોટી રીતે વેડફી માર્યા હતા ને કામમાં કોઈએ કંઈ ધ્યાન આપ્યું નહોતું. આથી બાપે દીકરાને ઠપકો આપવા માંડ્યો, એટલે દીકરાએ ઉદ્ધત જવાબ આપવા માંડ્યા.

'તો પછી તમે જ ઘેર રહીને જાતે જ એ બધી દેખરેખ કેમ ન રાખી?' છોકરો બોલ્યોઃ 'પોતાને તો પૈસા લઈને ચાલ્યા જવું, ને હવે પાછા મારી પાસે માગવા આવો છો!'

ડોસો આ સાંભળી તપી ગયો ને તેણે દીકરાને ઠમઠોર્યો.

સવારમાં એફિમ પોતાના છોકરાના વર્તન વિશે ફરિયાદ કરવા ગામના પટેલ પાસે ગયો. રસ્તામાં એલિશાના ઘર આગળથી નીકળ્યો, એટલે તેના દોસ્તની બૈરીએ તેને ખડકીમાંથી બોલાવ્યો.

'કાં, કેમ છો?' એ બોલીઃ 'છો તો સારા ને? જેરૂસેલમ હેમખેમ જઈ આવ્યા?'

એટલે એફિમ અટક્યો.

'હા, ભગવાનની કૃપાથી જઈ આવ્યો' તેણે જવાબ આપ્યો: 'તમારા ઘરવાળાથી હું વિખૂટો પડી ગએલો. પણ સહીસલામત ઘેર આવી પહોંચ્યા છે એમ મેં સાંભળ્યું છે.'

એ ડોશીને વાતોનો ભારે શોખ હતો:

'હા, એ આવી પહોંચ્યા છે' એ બોલી: 'એમને આવ્યાને ઘણો વખત થઈ ગયો. મને લાગે છ સ્વર્ગારોહણના ઓચ્છવ પછી તરત એ ઘેર પાછા આવ્યા, ને ભગવાને એમને અમારી કને પાછા મોકલી દીધા એથી અમે સૌ ખૂબ રાજી થયાં. એમના વિના અમને સોરવતું નો'તું. આ અવસ્થાએ એમની પાસેથી ઝાઝા કામની તો શી આશા રખાય, કેમકે એમની કામ કરવાની ઉંમર તો ક્યારનીય વીતી ગઈ, પણ છતાં એ ઘર ઢાંકીને બેઠા હોય ને ઘરમાં એમની હાજરી હોય ત્યારે સૌને ખૂબ ઉમંગ રહે છે. એ આવ્યા એટલે છોકરો તો કેટલો રાજી રાજી થઈ ગયો! એ તો કહેતો કે "બાપા ઘેર ન હોય ત્યારે સૂરજ વિના જેમ બધું સૂનું સૂનું ને ગમગીન લાગે, એવું સૂનું સૂનું ને ગમગીન લાગે છે." ભાઇ, એમના વિના કોઇને સોરવતું જ નો'તું. બધાંને એમના પર બહુ હેત છે, એટલે સૌ એમની ખૂબ સંભાળ લે છે.'

'અત્યારે ઘેર છે?'

'હા, ભાઈ. એ......મધમાખો લઇને બેઠા. માખીનાં બધાં ઝુંડને લઈ લઇને પૂડામાં મૂકે છે. એમ કહેતા'તા કે આ વખતે તો મધપૂડામાં મધમાખો થઈ છે કંઇ મધમાખો—કોઇ પાર વિનાની થઇ છે ઓણ સાલ તો; ને વળી બધીય નરવી ને બળકટ. એ તો કહે ઓણ સાલ જેવી મધમાખ તો આખા જનમારામાં થઇ સાંભરતી નથી. વળી કહે: "આપણે થોડાં પાપ કરીએ છીએ? પણ એની સામું ન જોતાં ભગવાન આપણને કેટલી

બરકત આપે છે!" આવોને ભાઇ, તમને જોઇને એ બહુ રાજી થશે.'

સાંકડી ગલીમાં થઇને એફિમ ફળિયામાં આવ્યો ને ત્યાંથી એલિશાને મળવા મધપૂડા હતા તે સ્થળે ગયો. રાખોડી ડગલો પહેરી એલિશા ત્યાં ઊભો હતો. મધમાખોથી બચવા માટે મોઢે જાળી કે હાથે મોજાં એણે રાખ્યાં ન હતાં, પણ એફિમે જેરૂ-સલેમમાં પાક કબર પાસે જોયો હતો એમ બીજે હાથ પસારી ઊર્ધ્વ દૃષ્ટિ રાખી ભોજપત્રના ઝાડ નીચે એ ઊભો હતો અને એનું બોડું માથું ઝગારા મારતું હતું. પેલા પવિત્ર દેવળમાં જેમ દીપમાળાની જ્યોતિ પ્રકાશતી હતી તેમ અહીં ભોજપત્રના ઝાડમાં થઇને આવતો સૂર્યપ્રકાશ એના માથા ઉપર પ્રકાશી રહ્યો હતો. અને સોનેરી રંગની મધમાખો એના મસ્તકની આસપાસ ઊડયા કરતી હતી તે જાણે તેજનો પરિવેષ રચાયો હોય એવી લાગતી હતી. મધમાખ એને બિલકુલ ડંખતી નહોતી.

ડોશીએ પોતાના ધણીને બૂમ મારી એટલે એલિશા થંભ્યો.

'આ તમારા ભાઇબંધ આવ્યા છે' ડોશીએ કહ્યું.

એલિશાએ પ્રસન્ન વદને પાછું વાળી જોયું, ને પોતાની દાઢીમાંથી ધીરે રહીને મધમાખો ખંખેરી એફિમ પાસે આવ્યો.

'રામરામ, ભાઇ, રામરામ. કેમ દોસ્ત, હેમખેમ જઇ આવ્યો ?'

'હા, આ પગ જઇ આવ્યા. તારા સારુ જોર્ડન નદીનું થોડું જળ લેતો આવ્યો છું. એ તો તું ઘેર આવીને લઇ જઇશ ત્યારે. પણ ભગવાને મારી માનતા સ્વીકારી કે નહિ... ...'

'સારું, લ્યો. ભગવાનનો પાડ માનવો. ઇસુ તારું ભલું કરે!' એલિશા બોલ્યો.

ઘડીભર એફિમ મૂંગો રહ્યો, પછી બોલ્યોઃ

'મારા પગ જઇ આવ્યા, પણ આત્મા તો ખરી રીતે મારો ત્યાં ગએલો કે બીજા કોઇનો... ...'

'એ વિચારવાનું કામ આપણું નહિ, ભાઈ, ભગવાનનું. ભગવાનને એનો વિચાર કરવાનો.' એલિશાએ તેને બોલતો અટકાવી કહ્યું.

'પાછા વળતી વખતે તું વાંસે રહી ગએલો એ મકાનમાં મેં રાતવાસો કરેલો.... ...'

એટલે એલિશા ભડકયો ને એકદમ બોલી ઊઠયોઃ

'એ બધું કામ ભગવાનનું, ભાઈ, ભગવાનનું એ કામ! આવને અહીં અંદર, થોડુંક મધ તો ચાખ.' આમ કરીને એલિશાએ આખો વિષય બદલી નાખ્યો ને ઘરસંસારની વાતો કરવા માંડી.

એફિમે એક નિઃશ્વાસ મૂકયો, ને પેલા મકાનવાળાં લોકો વિશે કે પોતે એને જેરૂસલેમમાં જોએલો એ વિશે એલિશાને કંઈ વાત કરી નહિ. પણ હવે તેને સમજ પડી કે પરમેશ્વર આગળ માનેલી માનતા પૂરી કરવાનો તથા એની ઇચ્છાને અનુસરવાનો હરેક મનુષ્યને માટે ઉત્તમોત્તમ માર્ગ તો પોતાના જીવન દરમિયાન પ્રેમ દર્શાવવો અને બીજાનું ભલું કરવું એ જ છે.

૧૮૮૫

' અને પ્રાર્થના કરતી વખતે મ્લેચ્છોની પેઠે એકની એક વાત વારંવાર બોલ્યા કરીશ નહિ; કારણ કે એ મ્લેચ્છ લોકોની તો એવી માન્યતા છે કે જેટલી વધુ વાર પોતે બોલશે તેટલી વધુ પોતાની પ્રાર્થના સંભળાશે; એટલે તારે એમના જેવા થવું જ નહિ. કેમકે તારો પિતા તો તારે કઇ વસ્તુઓ જોઇએ છે એ વાત તારા માગ્યા પહેલાં જ જાણી જાય છે.'

મેથ્યુ ૬, ૭–૮

કોઇ એક બિશપ આર્કેંજલથી વહાણમાં બેસી સોલોવેસ્ક મઠ તરફ જતો હતો. અને એ જ વહાણમાં ત્યાંનાં દેવળોના દર્શન અર્થે નીકળેલાં કેટલાંક જાત્રાળુ પણ હતાં. પવન અનુકૂળ હતો, ને હવા ખુશનુમા હતી, એટલે પ્રવાસ સરળ અને સુખપ્રદ નીવડયો હતો. જાત્રાળુ કેટલાંક તૂતક પર બેઠાં હતાં, કેટલાંક ભોજન કરતાં હતાં ને કેટલાંક કૂંડાળાં વળી અંદર અંદર વાતો કરતાં હતાં. બિશપ પણ તૂતક પર આવ્યો, ને તે એક છેડેથી બીજે છેડે લટાર મારતો હતો એવામાં, સમુદ્ર તરફ આંગળી ચિંધી કંઇક બોલી રહેલા માછીમારની વાત વહાણના આગલા ભાગ આગળ ઊભો રહી લક્ષપૂર્વક સાંભળી રહેલાં લોકોનો એક સમૂહ તેણે જોયો. એટલે બિશપ પણ ઊભો રહ્યો ને પેલો માણસ ચિંધતો હતો એ દિશામાં જોવા લાગ્યો; પણ સૂર્યપ્રકાશમાં સમુદ્ર ચળકાટ કરી રહ્યો હતો એ સિવાય બીજું કશું તેના જોવામાં આવ્યું નહિ. એટલે તે પેલાની વાત સાંભળવા જરા પાસે સર્યો, પણ એ માણસની નજર જ્યારે તેના પર પડ ત્યારે પોતાની ટોપી ઉતારી એ બોલતો બંધ થઈ ગયો. બાકીનાં માણસોએ પણ પોતાની ટોપી ઉતારી તેને નમસ્કાર કર્યા.

'ભાઈઓ, તમારી વાતમાં વિક્ષેપ પાડવા હું નથી આવ્યો' બિશપ બોલ્યો. 'આ ભલો આદમી કહેતો હતો એ વાત સાંભળવા હું આવ્યો છું.'

'એ માછીમાર તો અમને સંતોની વાત કહેતો હતો.' એમનામાંથી એક જણ, કોઈ વેપારી જેવા ને અન્ય સર્વ કરતાં જરાક છાતીવાળા માણસે કહ્યું.

'ક્યા સંતો ?' વહાણની એક તરફ વળી એક જગાએ બેસી બિશપે પ્રશ્ન કર્યો. 'મને એમની વાત કહો. મને એ સાંભળવી ગમશે. આંગળી ચિંધીને તમે શું બતાવતા હતા ?'

'કાં, પણે આઘે પેલો નાનકડો ટાપુ દેખાય છે ને' આગળ જરા જમણા હાથ તરફ એક સ્થળ દર્શાવીને એ માણસે જવાબ આપ્યો: 'ત્યાં પોતાના આત્માની મુક્તિ માટે એ સંતો વસી રહ્યા છે.'

'ક્યાં છે એ ટાપૂ ?' બિશપે પૂછ્યું: 'મને તો કંઇ દેખાતું નથી.'

'મારા હાથની દિશામાં જોશો તો દેખાશે–જુઓ છેટે છેટે પેલો રહ્યો એ. પેલી નાની વાદળી દેખી ? એની નીચે, ને જરા ડાબી બાજૂ એક ઝાંખા લિસોટા જેવું દેખાય છે એ જ એ ટાપુ.'

એટલે બિશપે લક્ષપૂર્વક જોવા માંડ્યું, પણ તેની આંખો આવી રીતે જોવાને ટેવાએલી નહોતી, એટલે સૂર્યપ્રકાશમાં ચમકારા મારતા પાણી સિવાય બીજું કશું એને માલૂમ પડ્યું નહિ.

'મને તો કંઇ દેખાતું નથી' તેણે કહ્યું: 'પણ ત્યાં રહે છે એ સંતો કોણ છે ?'

'એ ભગવાનના ભગત છે' માછીમારે ઉત્તર આપ્યો: 'એમના વિશે વાત તો મેં લાંબા વખતથી સાંભળેલી, પણ એમને નજરે જોવાની તક તો મને પરારને વરસે જ મળી.'

અને પછી એ માછીમારે, પોતે એક વાર માછલાં પકડવા નીકળેલો ત્યારે રાત્રે ટાપુ ઉપર પોતાનું નાવડું ઘસડાઇ ગએલું, ને ક્યાં આવ્યો તેની પણ પોતાને ખબર નહિ પડેલી, એ પ્રસંગનું બ્યાન આપ્યું. એ ટાપુની આસપાસ આંટા મારતાં સવારે તે એક માટીના બનાવેલા ઝૂંપડા નજીક આવી પહોંચેલો, અને ત્યાં એક ડોસાને ઊભો રહેલો તેણે દેખેલો. થોડા જ વખતમાં બીજા બે ડોસા

પણ એ ઝૂંપડામાંથી બહાર આવેલા, ને એમણે ત્રણેએ તેને જમાડી તેનાં કપડાંલત્તાં કોરાં કરી તેનું નાવડું સમારવામાં સહાય કરેલી.

'ને એ કેવાક છે?' બિશપે પૂછ્યું.

'એક તો ઠીંગણો માણસ છે ને કેડેથી સાવ બેવડ વળી ગયો છે. એ પાદરી જેવો ઝભ્ભો પહેરે છે ને ખૂબ બુઝરગ છે. મને લાગે છે કે એને સો વરસ તો થઇ ગયાં હશે. એ એટલો બધો બુઝરગ થઈ ગયો છે કે એની દાઢીના ધોળા વાળ હવે લીલાશ પકડવા લાગ્યા છે. પણ એ હંમેશ હસમુખો હોય છે, ને એનો ચહેરો ભગવાનના ધામમાંથી આવતા દેવદૂત જેવો તેજદાર હોય છે. બીજો ડોસો એના કરતાં કંઇક કાઠાળો છે, પણ તે એનાથી પણ ઘરડો છે. ખેડૂતોના જેવો ફાટયોતૂટયો ડગલો તે પહેરે છે, તેની દાઢી વિશાળ છે, ને પીળચટા રંગની છે. ભારે જોરાવર આદમી છે તે. હજી હું જાઉં ત્યાં તો જાણે નાની બાલદી હોય એમ મારી નાવડી તેણે એકેસપાટે ફેરવીને સવળી કરી નાખેલી. તે પણ માયાળુ ને ખુશમિજાજી છે. ત્રીજો ડોસો ઊંચો પડછંદ છે, એની દાઢી બરફ જેવી સફેદ છે ને ઘૂંટણે પહોંચે એટલી બધી લાંબી છે. એનું મોઢું ભારેખમ છે, ને ભવાં છજાં જેવાં છે. એ કમ્મરે એક ગૂંથેલો કકડો વીંટાળે છે, એ સિવાય આખે શરીરે એ કંઈ પહેરતો નથી.'

'ને એ તારી સાથે કંઈ બોલેલા?' બિશપે પ્રશ્ન કર્યો.

'એ જે કંઈ કરતા તે મોટે ભાગે તો મૂંગા મૂંગા જ કરતા ને અંદર અંદર પણ થોડું જ બોલતા. એક જણ જરાક મીટ માંડે કે બીજા તરત સમજી જતા. સૌથી ઊંચા ડોસાને મેં પૂછ્યું કે તમે અહીં લાંબા વખતથી રહો છો એટલે એણે ભવાં ચડાવેલાં ને જાણે ખૂબ ગુસ્સે થયો હોય એવી રીતે કંઇ ગણગણાટ

કરેલો; પણ એનામાં જે સૌથી અવસ્થાદાર ડોસો છે તેણે એનો હાથ પકડી જરાક મોં મલકાવ્યું, એટલે એ ઊંચો ડોસો ટાઢો પડેલો. એ અવસ્થાદાર ડોસાએ એટલું જ કહેલું કે "અમારા પર દયા રાખો" ને પછી મોં મલકાવેલું.'

માછીમાર આમ વાતો કરતો હતો એટલામાં વહાણ તે ટાપુની વિશેષ નિકટ આવી પહોંચ્યું હતું.

'લ્યો, જુઓ હવે, મહંતવર્ય, જો જરા નજર નાખશો તો પણે એ ટાપુ હવે ચોખ્ખો દેખાશે', હાથેથી બતાવીને પેલો વેપારી બોલ્યો.

એટલે બિશપે જોયું, ને ખરેખર એક કાળું તલકું એના જોવામાં આવ્યું. તે જ એ ટાપુ હતો. ઘડીભર એ ટાપુ તરફ જોઇ રહી વહાણના એ આગલા ભાગમાંથી સુકાન પાસે જઈ એણે સુકાનીને પૂછ્યું:

'પેલો કયો ટાપુ?'

'એનું તો કંઇ નામ નથી. દરિયામાં એવા ઘણા ટાપુ છે.'

'કહે છે કે ત્યાં આત્મકલ્યાણને માટે મથતા સંતો વસે છે. એ વાત સાચી?'

'જી હા, મહંતવર્ય, લોકો એવું કહે છે ખરા, પણ વાત સાચી હોય એવું મને તો નથી લાગતું. માછીમારો કહે છે કે પોતે એમને નજરે જોએલા, પણ આપ તો જાણો છો કે એ તો ટાઢા પહોરની હાંકતા પણ હોય.'

'એ ટાપુ પર ઊતરીને મારે એ લોકોને જોવા છે,' બિશપે કહ્યું. 'તો ત્યાં શી રીતે પહોંચવું?'

'વહાણ તો એ ટાપુ નજીક જઈ શકે નહિ.' સુકાનીએ

જવાબ આપ્યો 'પણ નાવડામાં બેસાડીને તમને લઇ જાય ખરા. ટંડેલને વાત કરો તો થાય.'

એટલે ટંડેલને તેડું મોકલ્યું ને તે આવ્યો.

'મારે આ સંતોને જોવા છે,' બિશપ બોલ્યોઃ 'નાવડામાં બેસાડીને મને કોઇ ત્યાં લઇ જાય કે નહિ?'

એ વિચાર પડતો મૂકવા ટંડેલે એને સમજાવી જોયો.

'અલબત્ત, લઇ તો જાય' તેણે કહ્યુંઃ 'પણ એમાં અમારો ઘણો વખત બરબાદ જાય. ને મહંતવર્યને ખરી હકીકત કહેવાની ધૃષ્ટતા કરું તો જણાવવું જોઇએ કે એટલી બધી તસ્દી લઇને જોવા જેવું એ સંતોમાં કંઈ નથી. મેં સાંભળ્યું છે કે એ તો બેવકૂફ ડચરા છે. ને એમને કોઇ વાતની કશી સમજ પડતી નથી અને દરિયાનાં અવાચક માછલાંની પેઠે એ અક્ષર સરખો ઉચ્ચારતા નથી.'

'પણ મારે એમને જોવા છે' બિશપે કહ્યુંઃ 'ને તમને જે તકલીફ પડશે તથા વખત ગાળવો પડશે તે બદલ હું તમને પૈસા આપીશ. એટલે મને એક નાવડું આપો.'

હવે આટલી સગવડ કરી આપ્યા સિવાય છૂટકો નહોતો, એટલે વહાણને એ દિશામાં વાળવા હુકમ આપવામાં આવ્યો. તેથી ખલાસીઓએ શઢ સંકોરી લીધા, સુકાનીએ સુકાન વાળી લીધું, ને વહાણને એ બેટની દિશામાં વહેતું મૂકવામાં આવ્યું. વહાણના આગલા ભાગ પર બિશપને બેસવા એક ખુરશી મૂકી એટલે સામે જોતો એ ત્યાં બેઠો. બધાં બેસારુ પણ એ જગાએ જમા થયાં ને એ ટાપુ ભણી તાકીને જોવા લાગ્યાં. તીક્ષ્ણ દૃષ્ટિવાળાંએ તો એમાંના ખડક તરત વરતી કાઢ્યા, ને માટીનું ઝૂંપડું પણ એમને દેખાવા માંડ્યું. આખરે એક માણસે તો ખુદ એ સંતોને પણ દેખ્યા.

ટંડેલે એક દૂરબીન આણ્યું ને પહેલાં પોતે એમાં જોઈ પછી બિશપને તે આપ્યું.

'એ બરાબર છે. ત્રણ માણસો કાંઠે ઊભા છે–પણે, પેલા ખડકની જમણી બાજૂએ.'

બિશપે તે દૂરબીન લઈ બરાબર ગોઠવ્યું એટલે એ ત્રણ પુરુષો એને દેખાયાઃ એમાં એક ખૂબ ઊંચો પ્રચંડ હતો, બીજો એનાથી નીચો હતો, ને ત્રીજો છેક વામન ને વાંકો વળી ગએલો હતો. એકબીજાના હાથ ઝાલી ત્રણે કિનારે ઊભા હતા.

બિશપ ભણી વળી ટંડેલે કહ્યુંઃ

'મહંતવર્ય, વહાણ આથી આગળ જઇ શકે એમ નથી. એટલે કિનારે જવું હોય તો આપ નાવડામાં બિરાજો, ને અમે અહીં લંગર નાખીએ છીએ.'

એટલે સત્વર એક દોરડું નાખવામાં આવ્યું. પછી લંગર નાખ્યું ને સઢ વીંટાળી લીધા. આથી એક આંચકા સાથે વહાણ હાલી ઊઠ્યું. પછી એક નાવડું પાણીમાં ઉતાર્યું ને હલેસાં મારવા-વાળા એમાં કૂદી પડ્યા એટલે સીડી પર થઈને બિશપ નીચે આવ્યો ને નાવડામાં પોતાની બેઠક લીધી. ખલાસીઓ હલેસાં મારવા લાગ્યા એટલે નાવડું ઝપાટાબંધ ટાપુ ભણી ચાલવા લાગ્યું. ટાપુથી નાડાવા છેટે આવ્યા ત્યારે એમણે પેલા ત્રણ જણને જોયા. ઊંચા પ્રચંડ પુરુષે ગૂંથેલો એક નાનો કકડો જ કમરે વીંટાળ્યો હતો, એનાથી નીચાએ ફાટેલો ખેડૂતના જેવો ડગલો પહેર્યો હતો, ને સૌથી અવસ્થાદાર ઠીંગણા ને ઘડપણથી વાંકા વળી ગએલા આદમીએ જીરણ કફની પહેરી હતી. આ ત્રણે જણ હાથમાં હાથ પકડી ઊભા હતા.

ખલાસીઓએ હડસેલો મારી નાવડું કિનારે આણ્યું ને વાંસડા વતી ત્યાં થંભાવી રાખ્યું, એટલે બિશપ નીચે ઊતર્યો.

ત્રણે ડોસાએ એને નમસ્કાર કર્યા, ને એણે તેમને આશીર્વાદ આપ્યા, એટલે ત્રણેએ વળી વિશેષ નીચા નમીને પ્રણામ કર્યા. પછી બિશપ એમની આગળ વાત કરવા લાગ્યો.

'મેં સાંભળ્યું છે' તે બોલ્યો 'કે અહીં વસીને તમે ભગવદ્ભક્તો તમારા પોતાના આત્માનો ઉદ્ધાર કરી રહ્યા છો તથા તમારા માનવબંધુઓના કલ્યાણને માટે આપણા ભગવાન ક્રાઇસ્ટને પ્રાર્થના કરી રહ્યા છો. મારા જેવા અદના ક્રાઇસ્ટસેવકને માથે ભગવત્કૃપાથી તેના વૃન્દની સંભાળ રાખી એને શિક્ષણ આપવાનું કાર્ય આવી પડયું છે. એટલે તમારા જેવા હરિજનોને મળવાનું તથા બની શકે તેવું તમને શિક્ષણ આપવાનું મને આજે મન થયું.'

મોં મલકાવી ત્રણે ડોસા એકબીજા સામે જોતા ઊભા રહ્યા, પણ કોઈ બોલ્યું નહિ.

'તમારા આત્માના ઉદ્ધાર અર્થે તમે શું કરી રહ્યા છો' બિશપે કહ્યું 'તથા આ ટાપુ પર તમે ઈશ્વરની કેવી આરાધના કરો છો એ મને જણાવો.'

બીજા સંતે નિઃશ્વાસ મૂકી સૌથી વૃદ્ધ પુરુષ પ્રત્યે દૃષ્ટિ કરી. એટલે સ્મિત કરી તે બોલ્યોઃ

'ઈશ્વરની કેમ આરાધના કરવી એનું અમને જ્ઞાન નથી. અમે તો અમારા આત્માની જ આરાધના કરી એને રક્ષી રહ્યા છીએ.'

'પણ તમે ભગવાનની પ્રાર્થના કેવી કરો છો?' બિશપે પૂછ્યું.

'અમે પ્રાર્થના આવી કરીએ છીએ' એ સંતે કહ્યું: 'તમે ત્રણ છો, અમે ત્રણ છીએ. અમારા પર મહેર કરો.'

ને જ્યારે એ વૃદ્ધે આ બોલ કહ્યા, ત્યારે ત્રણે જણે આકાશ ભણી દૃષ્ટિ ઊંચી કરી એ શબ્દો ફરીથી ઉચ્ચાર્યા.

'તમે ત્રણ છો, અમે ત્રણ છીએ. અમારા પર મહેર કરો!'

એટલે બિશપે સ્મિત કર્યું.

'પવિત્ર ત્રિમૂર્તિ વિશે તમે કંઈક સાંભળ્યું લાગે છે,' એ બોલ્યો 'પણ તમે પ્રાર્થના બરાબર કરતા નથી. સાધુ પુરુષો, તમે મારો પ્રેમ સંપાદિત કર્યો છે. તમે ભગવાનને પ્રસન્ન કરવા ઇચ્છો છો, પણ એની આરાધના કેમ કરવી એનું તમને જ્ઞાન નથી એ હું જોઈ શકું છું. પ્રાર્થનાની એ રીત નથી. જરા ધ્યાન આપીને હું બોલું એ સાંભળો, એટલે હું તમને એ શીખવી દઉં. હું જે પ્રાર્થનાપ્રકાર તમને શીખવું છું તે મારા ઘરનો નથી, પણ ભગવાને પોતે પવિત્ર શાસ્ત્રગ્રંથોમાં એ રીતે પ્રાર્થના કરવાની સર્વ જનોને આજ્ઞા આપી છે.'

પછી એ બિશપે પરમાત્મા માનવજાતિ સમક્ષ કેવી રીતે પ્રકટ થએલા એ વાત તે સંતોને સમજાવવા માંડી, ને ઈશ્વર-પિતા, ઈશ્વરપુત્ર તથા ઈશ્વરઆત્મા એ ત્રણની વાત એમને કહી.

'ઈશ્વરપુત્ર માનવીઓનો ઉદ્ધાર કરવા પૃથ્વી પર અવતર્યા.' એણે કહ્યું 'અને એમણે આપણને બધાને પ્રાર્થના કરવાનો જે પ્રકાર શીખવ્યો છે તે આવો છે. સાંભળો, ને હું બોલું એમ બોલો: "આપણા પિતા"

એની પાછળ પાછળ પહેલો ડોસો બોલ્યો: 'આપણા પિતા' બીજો બોલ્યો: 'આપણા પિતા' ને ત્રીજો પણ બોલ્યો: 'આપણા પિતા.'

'જે સ્વર્ગમાં વસી રહ્યા છો' બિશપે આગળ ચલાવ્યું.

એટલે પહેલો સંત બોલ્યો: 'જે સ્વર્ગમાં વસી રહ્યા છો,' પણ બીજાએ એ શબ્દો બોલતાં ભૂલ કરી, ને પેલો ઊંચો સંત તો તે બરાબર બોલી જ ન શક્યો. એને મોઢે બધે વાળ ઊગી ગયા હતા એટલે એ સ્પષ્ટ બોલી શકતો નહોતો. સૌથી વૃદ્ધ સંતને તો મોંમાં દાંત ન હતા,' એટલે એણે પણ અસ્પષ્ટ ઉચ્ચાર કર્યો.

બિશપે એ શબ્દો ફરીથી ઉચ્ચાર્યા, ને એની પાછળ પાછળ પેલા સંતો પણ બોલી ગયા. બિશપ એક શિલા પર બેઠો, ને પેલા ડોસા એની સામે ઊભા રહ્યા ને એ બોલે ત્યારે મોં ઉપર લક્ષ રાખી એ બોલે તેમ પોતે એ શબ્દો બોલવા લાગ્યા. એક એક વેણ વીસ, ત્રીસ કે સો વાર ઉચ્ચારતાં બિશપે આખો દહાડો મહેનત કરી ને એની પાછળ પાછળ પેલા ડોસાએ પણ બોલ્યા કર્યું. એ લોકો ભૂલ કરે એટલે બિશપ સુધારે અને એમની આગળ ફરી પહેલેથી બોલાવે.

**ભ**ગવાનની આખી પ્રાર્થના એમને શીખવી રહ્યા પછી જ બિશપ વિરમ્યો, એટલે પછી બિશપ બોલે તો જ પોતાને આવડે એવું એ સંતોને રહ્યું નહિ પણ પોતાની મેળે પણ એ પ્રાર્થના બોલતાં એમને આવડી ગયું. એ ત્રણમાંનો જે વચેટ હતો તેને એ સૌથી પહેલાં આવડી ગઈ, ને સૌથી પહેલાં તેણે જ એ આખી પ્રાર્થના એકલા બોલી બતાવી. પછી બિશપે તેની પાસે એ ફરી ફરીને બોલાવી અને આખરે બીજા બેને પણ એ બોલતાં આવડી ગઈ.

અંધારું થવા લાગ્યું ને ચંદ્ર પાણીની સપાટી બહાર નીકળી આકાશમાં ઉપર ચડવા લાગ્યો ત્યારે જ બિશપ પોતાના વહાણ તરફ જવા ઊભો થયો. એ ત્રણ ડોસા પાસેથી એણે જ્યારે વદાય લીધી ત્યારે ત્રણેએ ભોંય પર પડી એને પ્રણામ કર્યા. પછી એણે

એમને ઊભા કર્યા, દરેકને ચુંબન કર્યું, ને પોતે શીખવ્યું તે પ્રમાણે પ્રાર્થના કરવાનું એમને કહ્યું. પછી નાવડામાં બેસી એ વહાણમાં પાછો આવ્યો.

ને એ નાવડામાં બેસી વહાણ ભણી જવા લાગ્યો ત્યારે એણે એ સંતોને ભગવાનની પ્રાર્થના મોટે સાદે બોલતાં સાંભળ્યા. નાવડું જેમ જેમ વહાણની નજીક આવતું ગયું; તેમ તેમ એમના સાદ સંભળાતા બંધ થયા; પણ પોતે કિનારેથી છૂટો પડયો એ વખતે તેઓ ઊભા હતા એમ જ—સૌથી ઠીંગણો વચમાં, સૌથી કદાવર જમણી તરફ, ને વચેટ ડાબી તરફ એમ—ઊભેલા હજુ ચાંદનીમાં દેખાતા હતા. બિશપ વહાણમાં આવી પહોંચ્યો કે તરત લંગર લઈ લેવામાં આવ્યું ને શઢ ખોલી દેવામાં આવ્યા. પવન એમાં ભરાવા લાગ્યો ને વહાણ આગળ ને આગળ ગતિ કરવા લાગ્યું. બિશપે સુકાન આગળ બેઠક લીધી ને જેને છોડીને પોતે આગળ વધનો હતો એ ટાપુ પર એ મીટ માંડી રહ્યો. થોડો વખત તો સંતોને એ જોઈ શકયો, પણ પછી તરત તે દેખાતા બંધ થયા, જો કે એ ટાપુ તો હજુ જોઇ શકાતો હતો. આખરે એ ટાપુ પણ અદશ્ય થયો ને ચાંદનીમાં મોજાં ચમકાવતો સમુદ્ર જ કેવળ દેખાવા લાગ્યો.

જાત્રાળુ બધાં સૂઇ ગયાં ને તૂતક પર શાન્તિ પસરી ગઈ. બિશપને નિદ્રા લેવાની ઇચ્છા નહોતી, એટલે એ એકલો સુકાન આગળ બેઠો, ને હવે અદશ્ય થએલા ટાપુ આગળના સમુદ્ર તરફ જોઇ રહી પેલા વૃદ્ધ સાધુ પુરુષોનો વિચાર કરવા લાગ્યો. ભગવાનની પ્રાર્થના શીખવાથી એ લોકો કેવા પ્રસન્ન થએલા લાગેલા તેનો એને વિચાર આવ્યો ને આવા સાધુ પુરુષોને શિક્ષણ આપી સહાય કરવા પોતાને મોકલ્યો એ બદલ પરમાત્માનો એણે પાડ માન્યો.

આ રીતે વિચાર કરતો ને ટાપુ દેખાતો બંધ થયો હતો

એ સ્થળ આગળનો સમુદ્ર જોતો બિશપ બેઠો હતો. એની નજર સામે ચાંદની, ઘડીમાં અહીં, ઘડીમાં ત્યાં એમ મોજાં પર વીજળી પેઠે ઝબૂકતી ચમકી રહી હતી. એકાએક એણે, ચંદ્રપ્રકાશને લીધે સમુદ્ર પર પડેલા ઊજળા લિસોટા પર કંઈક શ્વેત ઉજ્જવળ પદાર્થ દીઠો. એ તે કોઇ જળચર પ્રાણી હતું કે કોઈ નાનકડી નાવડીનો ચળકતો શઢ હતો ? આશ્ચર્યચકિત થઈને બિશપે પોતાની નજર ત્યાં ચોંટાડી રાખી.

'આપણી પાછળ પાછળ ચાલી આવતી કોઈ નાવડી એ હોવી જોઈએ' એણે ધાર્યું 'પણ એ તો આપણને પણ પાછળ પાડી દે એવી ઝડપભરી ગતિથી ધસી આવે છે. એક ક્ષણ પહેલાં એ ખૂબ આઘે આઘે હતી, પણ ઘડીકમાં તો એ ખૂબ પાસે આવી ગઈ. નાવડી તો એ હોય નહિ, કેમકે એનો શઢ એકે દેખાતો નથી. જે હોય તે ખરું, પણ આપણને પકડી પાડવા ખૂબ ઝડપથી ચાલ્યું આવે છે.'

એ શું હશે તે એ કલ્પી શક્યો નહિ. નહોતું એ નાવડું, નહોતું પક્ષી કે નહોતું માછલું ! માણસ કરતાં એ અતિ મોટું હતું ને વળી ત્યાં સમુદ્રની મધ્યમાં માણસ હોઇ પણ શકે નહિ. એટલે બિશપે ઊભા થઇ સુકાનીને કહ્યું:

'જુઓ, પણે પેલું શું છે, ભાઇ ? શું છે એ ?' બિશપે એકનો એક સવાલ બે વાર પૂછ્યો, જો કે એ શું હતું તે હવે એ સ્પષ્ટ જોઇ શકતો હતો—પેલા ત્રણ સંતો પાણી પર દોડતા હતા. એમનાં શ્વેત શરીર આખાં ચમકી રહ્યાં હતાં ને ભૂખરી દાઢી પ્રકાશી રહી હતી. વહાણ ગતિમાન ન હોય પણ જાણે સ્થિર હોય એવી ઝડપથી એ વહાણની નજીક આવતા હતા.

સુકાનીએ આ જોયું એટલે એણે ભડકીને સુકાન છોડી દીધું.

'અરે ભગવાન ! આ સંતો તો જાણે સૂકી કોરી જમીન હોય એવી રીતે પાણી પર આપણી પાછળ દોડ્યા આવે છે!'

સુકાનીનો અવાજ સાંભળી બેસારુ બધાં સફાળા જાગી ઊઠયાં ને સુકાન આગળ ટોળે મળ્યાં. હાથમાં હાથ રાખી આવતા અને વહાણને થોભાવવાની ઈશારત કરતા એ સંતોને એમણે જોયા. સંતોના પગમાં હલનચલન જોવામાં આવતું નહોતું, ને પાણી પર સરસરાટ એ ધસ્યા આવતા હતા વહાણ ઊભું રાખી શકાય એ પહેલાં તો એ સંતોએ તે પકડી પાડ્યું ને માથાં ઊંચાં કરી ત્રણેએ એક અવાજે કહેવા માંડ્યું:

'હરિજન, તમે શીખવ્યું એ અમે ભૂલી ગયા છીએ. અમે એ વારંવાર બોલ્યા કર્યું ત્યાં સુધી તો અમને એ યાદ રહ્યું, પણ થોડી વાર અમે એ બોલતા બંધ પડ્યા એટલે એમાંથી એકાદ વેણ ભૂલી ગયા, ને અત્યારે તો એ સઘળુંએ અલોપ થઇ ગયું છે. એમાંનું કશુંએ અત્યારે અમને યાદ નથી. માટે અમને ફરીથી શીખવો.'

બિશપે ક્રોસની નિશાની કરી, ને વહાણની બાજૂને ટેકો દઈ બોલ્યો:

'ભગવદ્‌ભક્તો, તમારી અસલ પ્રાર્થના ભગવાનને પહોંચશે. તમને શીખવવાનું કામ મારું નથી. અમારા જેવા પાપાત્માઓના કલ્યાણને માટે તો ઊલટી તમારે પ્રાર્થના કરવાની છે.'

પછી બિશપે નીચા નમીને એ વૃદ્ધ પુરુષોને નમસ્કાર કર્યા, એટલે પાછા વળી સમુદ્ર ઉપર તે ચાલ્યા ગયા. જ્યાં આગળ તે અંતર્ધાન થઇ ગયા તે સ્થળે સવાર સુધી જ્યોતિ પ્રકાશ્યા કરી.

આ દંતકથા દક્ષિણ અમેરિકાવાસી ઇંડિયનોમાં પ્રચલિત છે. કહે છે કે ભગવાને તો માણસો પહેલાં એવાં બનાવ્યાં હતાં કે એમને મહેનત કરવી પડતી નહિ. એમને નહોતાં જોઇતાં ઘર, કપડાં કે ખાવાના પદાર્થો. ને એકેએક જણ બરાબર સો વરસ જીવતું અને માંદગીનું તો નામ સુદ્ધાં કોઇ જાણતું નહિ.

કેટલોક સમય વીત્યા પછી ભગવાન, લોકો કેવું જીવન ગુજારે છે એ જોવા નીકળ્યા. એટલે એમને માલૂમ પડયું કે જીવનમાં સુખાનુભવ કરવાને બદલે લોકો તો અંદર અંદર લડી મરતાં હતાં ને સૌ પોતપોતાના સ્વાર્થમાં જ મશગૂલ રહેતાં હતાં. આથી વાત એટલે સુધી વણસી ગઇ હતી કે જીવન એમને માટે આનંદરૂપ બનવાને બદલે શાપરૂપ બની ગયું હતું.

પછી ભગવાન સ્વગત બોલ્યાઃ 'દરેક જણ પોતાના જ સ્વાર્થમાં લપટાઇ રહી એકાંત એકલપેટી જિંદગી ગુજારે છે એનું આ પરિણામ છે.' એટલે આવી વસ્તુસ્થિતિ પલટાવવા ભગવાને એવી ઘટમાળ રચી કે મહેનત કે કામ કર્યા વિના કોઇ જીવનનો નિર્વાહ જ કરી શકે નહિ. ટાઢ ને ભૂખનાં દુઃખ નિવારવાને લોકોને હવે મકાન બાંધવાની, જમીન ખોદવાની, ને દાણા તથા ફળ પકવીને ભેગાં કરવાની ફરજ પડી.

'કામ કરશે એટલે કામને નિમિત્તે લોકો એકત્ર થશે' એમ ભગવાને ધાર્યું. 'ઓજાર બનાવવાં, ઇમારતી લાકડું વહેરીને એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવું, મકાન બાંધવાં, અનાજ વાવવું ને લણવું, સૂતર કાંતવું ને વણવું, ને એનાં કપડાં બનાવવાં, એ બધું કામ કંઇ દરેક જણ પોતાને માટે એકલે હાથે નહિ કરી શકે.

'એટલે એમને સમજ પડશે કે સૌ એકત્ર મળીને જેટલા સાચા દિલથી ઉમંગપૂર્વક કામ કરીશું તેટલો આપણને વિશેષ લાભ થશે ને તેટલું આપણે વિશેષ સુખ ભોગવી શકીશું. અને આ સમજથી પ્રેરાઇને તેઓ એકત્ર બનશે ને અભેદ અનુભવશે.'

વખત ગયો એટલે ફરી ભગવાન લોકો કેવું જીવન ગુજારે છે ને હવે તેઓ ખરેખર સુખી થયા છે કે નહિ એ જોવા નીકળ્યા.

પણ એમને માલૂમ પડયું કે પહેલાં કરતાં પણ એ તો ખરાબ જીવન ગુજારતાં હતાં. ભેગાં મળીને કામ તો તેઓ કરતાં હતાં: એમાં તો એમને છૂટકો જ નહોતો, પણ સમસ્ત માનવસમૂહ ભેગો મળીને કામ કરતો નહોતો, કેમકે માનવીઓ નાની નાની ટુકડીઓમાં વહેંચાઇ ગયાં હતાં. એટલે બન્યું હતું એવું કે દરેક ટુકડી બીજી ટુકડી પાસેથી કામ ખૂંચવી લેવા મથવા લાગી, ને દરેક ટુકડી એકબીજાના માર્ગમાં આડખીલીરૂપ બનવા લાગી. એમની આવી રસાકસીમાં સમય તથા શક્તિનો ઘણો અપવ્યય થવા લાગ્યો, એટલે પરિણામે એમની દુર્દશા થઇ.

આ ફેરફાર પણ કંઇ સફળ થયો નહિ એમ જોઇ ભગવાને એવી યોજના કરવાનો નિશ્ચય કર્યો કે માનવીને પોતાના મરણ-સમયની ખબર પડે નહિ, એટલે એ ગમે તે પળે મોત પામે એવી યોજના એમણે કરી અને આ ફેરફાર એમણે માનવીઓને જાહેર રીતે કહી પણ સંભળાવ્યો.

'ગમે તે પળે પોતે મરણ પામે એવી દરેક મનુષ્યને ખબર પડશે' ભગવાને ધાર્યું 'એટલે સ્વલ્પ સમય ટકનારી વસ્તુઓ વાસ્તે તાણાતાણ કરીને તેઓ પોતાને મળેલો જીવનસમય બરબાદ નહિ કરે.'

પણ પરિણામ તો એથી ઊલટું જ આવ્યું. લોકો કેવું જીવન ગુજારી રહ્યાં છે એ જોવા ભગવાન જ્યારે ફરી પાછા પધાર્યા ત્યારે એમને માલૂમ પડ્યું કે એમનું જીવન તો આગળના જેવું જ અધમ હતું.

માણસ ગમે તે સમયે મરણ પામે એ વસ્તુનો લાભ લઈને, કેટલાકને મારી નાખી તથા બીજા કેટલાકને મારી નાખવાની ડરામણી બતાવી સૌથી જોરાવર હતા તે લોકોએ પોતાથી નબળાં માણસોને મરણભીતિને જોરે વશ કરી પોતાના ગુલામ જેવા બનાવી દીધા. એટલે એવું બન્યું કે આ સૌથી જોરાવર લોકો અને એમના વંશજો કંઈ કામ ન કરતા, એટલે એમને આળસ ને બે-ચેનીનું દુઃખ ભોગવવું પડતું, તો બીજી બાજૂથી નબળાં હતાં તે લોકોને ગજા ઉપરવટ કામ કરવું પડતું એટલે જરાએ આરામ જ નહિ મળવાથી એમને દુઃખ ભોગવવું પડતું. એટલે આ સેવ્ય-સેવક ઉભય વર્ગ એકબીજાથી બીતો ને એકબીજાને ધિક્કારતો ને એ રીતે માનવીનું જીવન પહેલાં કરતાં પણ વિશેષ સુખરહિત ને દુઃખપૂર્ણ બન્યું.

આ જોઈ, આવી સ્થિતિમાં સુધારો કરવાની ઇચ્છાથી ભગવાને એક છેલ્લો ઉપાય અજમાવી જોવા નિશ્ચય કર્યો ને એમણે માનવજાતિમાં જાતજાતની માંદગી મોકલી. ભગવાને ધાર્યું કે સઘળાં માણસો વ્યાધિવશ બને એવો સંભવ હોવાથી એ લોકો સમજશે કે સાજાં હોય એમણે માંદાં પ્રત્યે દયાભાવ રાખી એમને મદદ કરવી ઘટે, કે જેથી પોતે જ્યારે માંદાં પડે ત્યારે સાજાં હોય તેઓ પાછાં પોતાને મદદ કરે.

એટલું કહી ભગવાન વળી ચાલ્યા ગયા. પણ માંદગી ભોગ-વવી પડે એવી સ્થિતિમાં મુકાયા પછી માણસો કેવું જીવન ગુજારી

રહ્યાં છે એ જોવા જ્યારે એ પાછા પધાર્યા ત્યારે એમને માલૂમ પડ્યું, કે એમનું જીવન તો આગળ કરતાં પણ નપાવટ નીવડ્યું છે. જે માંદગીને કારણે માણસો અભેદભાવ અનુભવશે એવો પરમાત્માએ ઉદ્દેશ રાખેલો તે જ માંદગીના કારણે તેમનામાં આગળ કદી નહોતો એવો વિભેદભાવ ઉત્પન્ન થયો હતો. જે લોકો બીજાં માણસો પાસે જોરજુલમથી કામ કરાવે એવા જોરાવર હતા તે લોકો માંદગીને વખતે એમની પાસે બળાત્કારે પોતાની સારવાર કરાવવા લાગ્યા. ને જ્યારે એ નબળાં માણસો માંદાં પડતાં ત્યારે પોતે તો તેમની સારવાર કરવા બિલકુલ જતા જ નહિ. અને જેમને પરાણે બીજાઓનું કામ કરવું પડતું તથા માંદગીમાં સારવાર કરવી પડતી, તેમને પોતાનાં ઘરનાં માંદાં માણસોની માવજત કરવાનો બિલકુલ વખત મળતો નહિ, એટલે એ લોકો માવજત વિના જ પડ્યાં રહેતાં. ને માંદાં માણસોનું દર્શન તાલેવાન લોકોના અમનચમનમાં વિક્ષેપરૂપ ન થઇ પડે એટલા માટે જ્યાં આ બાપડાં મનુષ્યો દુઃખમાં સબડી મરી જાય એવાં ઇલાયદાં મકાનો બંધાવવામાં આવ્યાં. એટલે માંદાઓ બીચારાં, જેમની અનુકંપા ને સહાનુભૂતિ એમનું દુઃખ કંઇક કમી કરી એમને જરા આશ્વાસન આપે એવાં સંબંધીઓથી દૂર દૂર લેશ માત્ર અનુકંપા કે સમભાવ વિના અથવા ઊલટા કંટાળાપૂર્વક સારવાર કરનાર ભાડૂતી નોકરોના હાથમાં મરણ પામવા લાગ્યાં. વળી ઘણા વ્યાધિઓને લોકો ચેપી ગણવા લાગ્યાં, એટલે એ ચેપ ક્યાંક પોતાને વળગી જશે એવી બીતિથી એ લોકો કેવળ માંદાંઓથી જ નહિ પણ એ માંદાંઓની સારવાર કરનાર માણસોથી પણ વેગળે નાસવા લાગ્યાં.

એટલે પ્રભુ સ્વગત બોલ્યા: 'પોતાનું સુખ શામાં રહેલું છે એની સમજ આ ઇલાજથી પણ માણસને જો ન પડે, તો પછી

ભલે એ દુઃખોનો અનુભવ કરી કરીને એ દ્વારા જ્ઞાન મેળવે.' એમ બોલીને પરમાત્માએ મનુષ્યોને એમના નસીબ પર છોડી દીધાં.

આવી રીતે સ્વચ્છંદે વર્તવાની છૂટ મળવાથી, પોતે સુખ ભોગવવું ઘટે ને ભોગવી પણ શકે એ વાતનું જ્ઞાન થતાં માનવજાતિને ઘણો લાંબો કાળ લાગ્યો. છેક મોડે મોડે હમણાં જ થોડાં મનુષ્યો સમજવા લાગ્યાં છે કે કામ કેટલાંકને હાઉ જેવું થઈ પડે ને બીજાંને ગુનેગારને કરેલી સજા જેવું થઈ પડે એવું ન હોવું જોઇએ, પણ સર્વ મનુષ્યોને એકત્ર કરી અભેદભાવ અનુભવાવે એવી સર્વ-સાધારણ ને સુખપ્રદ પ્રવૃત્તિરૂપ બનવું ને મનાવું જોઇએ. તેઓ હવે સમજવા લાગ્યાં છે કે આપણા દરેકને માથે મોતની તરવાર અવિરત રીતે લટકી રહેલી હોવાથી, આપણે ભાગે આવેલ વર્ષો, માસો, ઘડીઓ ને પળોનો ઐક્ય તથા પ્રેમના અનુભવમાં ઉપયોગ કરવો એ જ આપણ દરેકનું સમજભર્યું કાર્ય હોઇ શકે. ને તેઓ સમજવા લાગ્યાં છે કે માંદગી તો માનવીઓને વિભક્ત ને અળગાં બનાવવાને બદલે ઊલટી એકબીજા સાથે પ્રેમપૂર્ણ ઐક્ય અનુભવવાની ઉત્તમોત્તમ તકરૂપ ને અભેદના અંકોડા રૂપ નીવડવી જોઇએ.



**આસીરિયાના** રાજા એસાર્હદ્દોને[1] રાજા લૈલીનું રાજ્ય જીતી લીધું, શહેરો પાયમાલ કરી બાળી મૂક્યાં, બધી રૈયતને બંદીવાન બનાવી પોતાને મુલક લઇ આવ્યો, સૈનિકોને મરાવી નાખ્યા, સરદારોમાંથી કેટલાકનાં માથાં કપાવી નાખ્યાં ને કેટલાકને ફાંસીએ ચડાવી દીધા તો કેટલાકની ચામડી ઉતરડાવી નાખી, ને ખુદ રાજા લૈલીને પણ પાંજરામાં પૂરી દીધો.

૧ 'આ વાર્તામાં ટૉલ્સ્ટૉયે ખરા બની ગએલા માણસોનાં નામ મૂક્યાં છે. એસાર્હદ્દોન (કે અસુર—અખી—ઇદ્દિન)નો બાઇબલમાં ત્રણ ઠેકાણે ઉલ્લેખ આવે છે (૨, રાજાઓ, ૧૯,૩૭; ઈસાયાહ, ૩૭,૩૮; ને એઝ્રા, ૪૨.) ને ૨, ઇતિહાસ ૩૩,૧૧માં પણ એને માટે આવો ઇશારો છે: 'આસીરિયાનો રાજા—એ મનસ્સેહને સાંકળે બાંધી, હાથકડી પહેરાવી, બાબિલોન લઇ ગએલો.' જેને એણે પોતાના મૃત્યુ પૂર્વે ગાદી પર બેસાડેલો એ તેના પુત્ર અસુર-બની-પાલનો પણ બાઇબલમાં (એઝ્રા. ૪. ૧૦) અસ્નપ્પેર એવા નામે ઉલ્લેખ કરાયો છે. લૈલી વિશે ઇતિહાસ આપણને ઝાઝી માહિતી આપતો નથી, પણ સર અર્નેસ્ટ બજના 'એસાર્હદ્દોનના ઇતિહાસ'માં આવું લખ્યું છે: 'લૈલી નામે એક રાજાએ, એસાર્હદ્દોને પોતાની પાસેથી પડાવી લીધેલા દેવો પોતાને પાછા મળવા જોઈએ એવી માગણી કરી. એટલે એની માગણી સ્વીકારવામાં આવી, અને એસાર્હદ્દોન બોલ્યો: "મેં એની સાથે ભ્રાતૃભાવની વાતો કરી ને બાઝુ પ્રાન્તનું સાર્વભૌમત્વ એને સોંપ્યું."'

એક વાર રાત્રે પથારીમાં પડયો પડયો એસાર્હદ્દોન રાજા લૈલીનો દેહાન્તદંડ કેવી રીતે કરવો એનો વિચાર કરી રહ્યો હતો એવામાં એકાએક પથારી નજીક કંઈક ખખડાટ થતો એણે સાંભળ્યો ને આંખો ઉઘાડીને જુએ ત્યાં લાંબી ભૂખરી દાઢી ને મૃદુ લોચનવાળા એક વૃદ્ધ પુરુષને એણે દીઠો.

'લૈલીનો દેહાન્તદંડ કરવાનો વિચાર કરે છે?' એ વૃદ્ધ પુરુષે પૂછ્યું.

'હા,' રાજાએ ઉત્તર આપ્યો 'પણ કેવી રીતે કરવો એ વિશે કશા નિર્ણય પર આવી શકતો નથી.'

'પણ તું જ લૈલી છે' વૃદ્ધે કહ્યું.

'એ વાત ખોટી' રાજાએ જવાબ આપ્યોઃ 'લૈલી જુદો ને હું એ જુદો.'

'તું ને લૈલી એક જ છે,' એ ડોસાએ કહ્યું. 'તું લૈલી નથી, ને લૈલી તું નથી એમ જે તું માને છે એ તારી મિથ્યા કલ્પના જ છે.'

'તમે શું બોલો છો આ?' રાજાએ કહ્યુંઃ 'આ હું અહીં મજાની સૂંવાળી સેજમાં પડયો છું, મારી આસપાસ પડયો બોલ ઉપાડી લેનાર દાસદાસીઓ એકેપગે ખડાં રહ્યાં છે, ને આજની જેમ કાલે પણ સ્નેહીસંબંધીઓના સાથમાં હું મિષ્ટાન્ન ઉડાવવાનો, ત્યારે લૈલી તો પંખીની પેઠે પાંજરામાં પુરાઈને બેઠો છે. ને કાલ એને ફાંસી દેવાશે, એટલે એના મોંમાંથી જીભ લબડી પડશે ને એ અડવડિયાં લેશે અને કૂતરા આવીને એના શરીરના ટુકડેટુકડા કરી નાખશે.'

'તું કંઈ એના જીવનનો અંત આણી શકે એમ નથી' ડોસો બોલ્યો.

'ત્યારે આ ચૌદ હજાર સૈનિકોને મારી નાખી એમનાં મુડદાંનો મોટો ઢગ રચાવ્યો એ જોયું નહિ?' રાજાએ કહ્યું: 'આ હું જીવતો જાગતો છું, ને એ લોકોનું તો હવે અસ્તિત્વ જ બિલકુલ નથી રહ્યું. એ ઉપરથી શું સાબિત નથી થતું કે હું જીવનનો અંત આણી શકું છું?'

'કેમ જાણ્યું કે એ લોકોનું હવે અસ્તિત્વ જ નથી રહ્યું?'

'કેમકે એ હવે દેખાતા નથી. ને, સૌથી મુદ્દાની વાત તો એ કે એ લોકોએ વેદના સહન કરેલી, મેં નહિ. એમની સ્થિતિ વિષમ હતી, મારી તો સારી હતી.'

'એ પણ તને લાગે છે એટલું જ. તેં પીડા કરી તે એમને નહિ પણ તારા પંડને જ.'

'તમારું કહેવું કંઈ સમજાતું નથી.'

'સમજવું છે?'

'હા.'

'ત્યારે આવ અહીં' પાણીથી ભરેલો કુંડ બતાવી ડોસો બોલ્યો.

રાજા ઊઠીને એ કુંડ આગળ ગયો.

'કપડાં કાઢી કુંડમાં પડ.'

એ ડોસાની આજ્ઞા પ્રમાણે રાજાએ કર્યું.

'આ પાણી તારા ઉપર રેડવા માંડું' પાણીનો ઘડો ભરતાં ભરતાં ડોસો બોલ્યો 'કે તરત તું પાણીમાં ડૂબકી મારી જજે.'

ડોસાએ ઘડો રાજાના માથા ઉપર નમાવ્યો એટલે રાજાએ વાંકા વળી ડૂબકી મારી.

એસાર્હેડ્ડોન રાજાએ ડૂબકી મારી કે તરત એને લાગ્યું કે પોતે એસાર્હેડ્ડોન નથી, પણ કોઇ બીજો છે. પોતે એ

બીજો માણસ છે એવું લાગતાં એણે જોયું તો એને જણાયું કે પોતે એક કિંમતી સેજ પર એક સ્વરૂપવાન સ્ત્રીની સોડમાં સૂતો છે. તે સ્ત્રીને અગાઉ એણે કદી દીઠેલી નહિ, પણ તે એની પત્ની હતી એની એને ખબર હતી. તે સ્ત્રી બેઠી થઈને એના પ્રત્યે બોલી:

'પ્રિય પ્રાણનાથ લૈલી! ગઈ કાલના કામકાજથી તમે થાકી ગયા હતા, એટલે રોજ કરતાં આજે વિશેષ નિદ્રા લીધી છે. એટલા જ માટે તમારી નિદ્રા વખતે મેં તમારી ચોકી કરી છે ને તમને અત્યાર સુધી જગાડ્યા નથી. પણ હવે સઘળા સામંતો ને રાજાઓ તમારી રાહ જોઇને મુખ્ય ખંડમાં બેઠા છે. માટે પોશાક સજીને એમની પાસે જાઓ.'

એટલે એસાર્હદ્દોનને આ શબ્દો સાંભળી સમજ પડી કે પોતે લૈલી હતો. ને આથી એને લેશ પણ આશ્ચર્ય થયું નહિ, અને આ સમજ એને અત્યારે જ પડી ને અગાઉ નહિ પડેલી એથી જ એને નવાઈ લાગી. પછી ઊભા થઇને એણે પોશાક સજ્યો ને સામંતો તથા રાજાઓ એની રાહ જોઇને બેઠા હતા તે મુખ્ય ખંડમાં એ ગયો.

સામંતો ને ખંડિયા રાજાઓએ પોતાના અધિરાજ લૈલીને જમીન સુધી નીચા નમી પ્રણામ કરી આવકાર આપ્યો, ને પછી ટટ્ટાર થઇ એના કહેવાથી એની આગળ બેઠા. તે પછી અગ્રેસર સામંત બોલવા લાગ્યો કે દુષ્ટ એસાર્હદ્દોન રાજાનાં અપમાનો હવે સાંખી શકાય એમ નથી, માટે હવે તો એની સામે લડાઇ જ આદરવી જોઇએ. પણ લૈલી એ બાબતમાં સંમત થયો નહિ ને એણે આજ્ઞા કરી કે એસાર્હદ્દોન રાજાને ઠપકો આપવા સંધિ-વિગ્રહકો મોકલવા. આટલું કહી એણે સામંતોની સભા બરખાસ્ત

કરી. પછી એણે પોતાના એલચી તરીકે જવા નામાંકિત માણસોની નિમણુક કરી અને એસાર્હદ્દોન રાજા આગળ જઇ એમણે શું કહેવું તે એમના મગજમાં બરાબર ઠસાવ્યું. આ કામ પતાવી એસાર્હદ્દોન–પોતે લૈલી છે એવો અનુભવ કરતો એસાર્હદ્દોન–સવાર થઇને જંગલી ગધેડાંનો શિકાર કરવા નીકળ્યો. શિકારની સહેલગાહ સફળ નીવડી. એણે પોતે બે જંગલી ગદ્ધા માર્યા, ને ત્યાંથી ઘેર આવી મિત્રોના સાથમાં મિષ્ટાન્ન ઉડાવ્યાં ને પછી ગુલામ સ્ત્રીઓનો નાચ જોયો. બીજે દિવસે એ અદાલતમાં ગયો; ત્યાં અરજદારો, ફરિયાદીઓ ને મુકદ્દમો ચલાવવા આણેલા કેદીઓ એની રાહ જોતા ઊભા હતા. ત્યાં એણે રોજના રિવાજ પ્રમાણે પોતાની સમક્ષ રજૂ કરવામાં આવેલા મુકદ્દમાઓનો ફેંસલો આપ્યો. આ કામ પતાવી વળી પાછો એ પોતાના પ્રિય વિનોદ શિકારને અર્થે ઘોડે બેસી નીકળી પડયો. અને આ વખતે પણ એનો શિકાર સફળ નીવડયો. આ વખતે એણે પોતાને હાથે એક સિંહણને ઠાર કરીને એનાં બે બચ્ચાં પકડયાં. શિકારેથી આવી ફરી એણે મિત્રોના સાથમાં મિષ્ટાન્ન લીધું. તે પછી સંગીત તથા નૃત્યના વિનોદોથી એને રીઝવવામાં આવ્યો, અને રાત એણે પોતાની પ્રિયતમ પત્નીના સહવાસમાં ગાળી.

આ રીતે રાજ્યકાર્યો ને ભોગવિલાસોમાં એ પોતાનો સમય વિતાવતો હતો. પોતે જ જે એસાર્હદ્દોન હતો તે એસાર્હદ્દોન રાજા કને મોકલેલા એલચીઓના પાછા ફરવાની રાહ જોતાં એણે દિવસો ને અઠવાડિયાં પસાર કર્યાં. એક માસ પૂરો થયા પછી જ એ એલચીઓ પાછા ફર્યા, પણ પાછા ફર્યા ત્યારે એમનાં નાકકાન કાપી નાખેલાં હતાં.

એસાર્હદ્દોન રાજાએ એમને લૈલીને એમ કહેવાની આજ્ઞા કરી

હતી કે જો એ વિના વિલંબે સોનારૂપા ને સરૂકાષ્ઠની ખંડણી નહિ મોકલે અને એસાર્હદ્દોન રાજાને વંદન કરવા જાતે નહિ આવે તો જે હાલ એમના થયા હતા તેજ હાલ લૈલીના પોતાના પણ કરવામાં આવશે.

મૂળના એસાર્હદ્દોન એવા લૈલીએ વળી પાછી સામંતોની સભા ભરી ને હવે પોતે શું કરવું એ વિશે સલાહ લીધી. એ સૌએ એકમતે સલાહ આપી કે એસાર્હદ્દોનના આક્રમણની વાટ જોયા વિના આપણે જ એની સામે યુદ્ધ આદરી દેવું. રાજાએ એ વાત સ્વીકારી, ને સૈન્યનું નેતૃત્વ લઇ એ યુદ્ધ કરવા ચાલી નીકળ્યો. યુદ્ધ સાત દિવસ ચાલ્યું. પોતાના સૈનિકોનું શૌર્ય પ્રદીપ્ત કરવા રોજ રાજા સૈન્યમાં સર્વત્ર સવાર થઈ ને ઘૂમતો. જેમાં થઇને એક નદી વહી રહી હતી એવી એક વિશાળ ખીણમાં આઠમે દિવસે એના લશ્કરનો એસાર્હદ્દોનના લશ્કર સાથે ભેટો થયો. લૈલીનું લશ્કર મર્દાનગીથી લડયું. પણ અસલના એસાર્હદ્દોન એવા લૈલીએ જોયું કે શત્રુના માણસો કીડીની પેઠે ટોળાંમોઢે ડુંગરો ઉપરથી ધસી આવતા હતા, આખી ખીણને ભરી દેતા હતા, ને પોતાના લશ્કરને કચડી નાખતા હતા. એટલે રથમાં બેસીને એ યુદ્ધના મર્મભાગમાં તૂટી પડયો ને જે આવે તેને કાપતો ભોંયભેગા કરવા લાગ્યો. પણ લૈલીના સૈનિકોની સંખ્યા જો અમુક સેંકડો જ હતી, તો એસાર્હદ્દોનના સૈનિકોની સંખ્યા કેટલાએ હજારો જેટલી હતી. પછી લૈલીને લાગ્યું કે પોતે ઘાયલ થયો છે ને બંદીવાન બન્યો છે. મુસ્કેટાટ બાંધેલો એવી દશામાં બીજા બંદીવાનો સાથે એસાર્હદ્દોનના સૈનિકોના ચોકીપહેરા નીચે નવ દહાડા એણે મુસાફરી કરી. દસમે દહાડે એ નિનેવેહ પહોંચ્યો. ને ત્યાં એને પાંજરામાં પૂર્યો. લૈલીને ભૂખ ને ઘા વાગવાથી જેટલું

દુઃખ નહોતું થયું તેથી વિશેષ દુઃખ શરમ ને નપુંસક ક્રોધને લીધે થયું. આટલું આટલું દુઃખ સહન કરતો હતો છતાં પોતાના શત્રુ ઉપર વેર લેવા પોતે છેક જ અશક્ત હતો એ તે જોઇ શકતો હતો ને એથી તેને બહુ લાગી આવતું હતું. તેનાથી બની શક્યું ફક્ત એટલું કે પોતાને વેદના પામતો જોઇ શત્રુને આનંદ થાય એવું તેણે બનવા ન દીધું; કેમકે એ લોકોથી જેટલું થઇ શકે તેટલું બધું અક્ષરસરખો ઉચ્ચાર્યા વિના બહાદુરીથી સહન કરવાનો તેણે દૃઢ નિશ્ચય કરી લીધો. દેહાંતદંડની રાહ જોતાં વીસ દિવસ સુધી એ પોતાના પાંજરામાં પુરાઇ રહ્યો. પોતાના સંબંધીઓ ને મિત્રોને મરવા જતા એ જોતો. જેમનો દેહાન્તદંડ થતો તેમનો આર્તનાદ કે દીર્ઘ નિઃશ્વાસ સાંભળતોઃ કેટલાકના હાથ કાપી નાખતા, કેટલાકના પગ કાપી નાખતા, કેટલાકની જીવતાં ચામડી ઉતારી લેતા, એ બધુંએ જોતો; પણ અશાન્તિ, દયા, કે ભયની એક પણ નિશાની તેનામાં કોઇ જોવા પામતું નહિ. એની પ્રિયતમ પત્નીને બાંધીને બે કાળા હીજડા એની આગળ થઇને લઇ જતા હતા તે એણે જોયું. આ લઇ જતા હતા તે એસાર્હદ્દોનની ગુલામડી બનાવવા એમ એ સમજતો હતો. છતાં તેય એણે કશાએ બબડાટ વિના સહી લીધું. પણ તેની ચોકી કરવા મૂકેલા એક પહેરેગીરે તેને કહ્યુંઃ 'લૈલી, મને તારી દયા આવે છે. તું રાજા હતો, પણ આજ તારા શા હાલ છે?' આ શબ્દો સાંભળી લૈલીને પોતે ગુમાવી બેઠેલો તે બધું સાંભરી આવ્યું. એટલે તેણે પોતાના પાંજરાના સળિયા જોરથી પકડયા, ને પોતાનો જાન કાઢી નાખવાની ઇચ્છાથી પોતાનું માથું તેની સામે અફાળ્યું. પણ જોરથી અફાળવા જેટલી તાકાત તેનામાં રહી નહોતી, એટલે નિરાશાનો નિઃશ્વાસ મૂકી પોતાના પાંજરાના ભોંયતળિયે પટકાઇ પડયો.

આખરે બે મારાઓએ આવી એના પાંજરાનું બારણું ઉઘાડ્યું ને એના બેઉ હાથ પાછળ ખેંચી જોરથી જકડી એને વધસ્થાનમાં આણ્યો. વધસ્થાન લોહીથી તરબોળ બની ગયું હતું. લૈલીએ ત્યાં એક તીક્ષ્ણ અણીદાર શૂળી દેખી. તે લોહીથી નીતરતી હતી, ને પોતાના એક મિત્રનું જ મડદું તેના ઉપરથી હમણાં જ ઊતરડી લીધું હતું. આ રીતે એ મડદું એકદમ લઈ લેવાનો હેતુ પોતાને તે જ શૂળીએ ચડાવવાનો હતો એ વાત એ તરત સમજી ગયો. મારાઓએ લૈલીનાં કપડાં કાઢી નાખ્યાં. પોતાનું એક વખતનું હૃષ્ટપુષ્ટ ને સુંદર શરીર આટલું બધું કૃશ બની ગયું એ જોઇ એ ભડકી ઊઠ્યો. બંને મારાઓએ એના દૂબળા સાથળેથી એનું શરીર ઝાલ્યું ને પછી તે ઊંચકીને શૂળી પર ઝીકવાની તૈયારી કરી.

'અરેરે! આ તો મોત આવ્યું! આ તો મારો સદંતર વિનાશ થઇ જવાનો!' એમ લૈલીને ફાળ પડી, ને અંત સુધી વીરતાથી અડગ શાંત સ્વસ્થ રહેવાનો એનો નિશ્ચય સરી ગયો, ને હીબકે હીબકાં ભરી એ દયાની યાચના કરવા લાગ્યો. પણ કોઇએ એની વાત કાન ધરી નહિ.

'પણ આવું હોય જ નહિ,' એને વિચાર આવ્યો. 'બેશક, હું તો નિદ્રાધીન થયો છું, ને આ બધું દેખું છું એ તો સમણું જ છે.' એટલે પછી એણે જાગ્રત થવાનો પ્રયત્ન કર્યો, ને એ જાગ્યો પણ ખરો; પણ જાગીને જુએ છે તો એને માલૂમ પડે છે કે પોતે નથી એસાર્હેડ્ડોન કે નથી લૈલી, પણ એક જાતનું પશુ બનેલ છે. પોતે પશુ છે એ ખ્યાલથી એને આશ્ચર્ય થયું, ને એ વાતથી અત્યાર સુધી પોતે વાકેફ નહોતો એ જોઇ એ ચકિત થયો.

એક ખીણમાં એ ચરતો હતો, દાંત વતી કૂમળું ઘાસ તડ તડ તોડતો હતો, ને લાંબી પૂછડી વતી માખીઓ ઉડાડતો જતો

હતો. એક કાબરચીતરો ખોલકો એની આસપાસ ઘૂમતો હતો. તેના પગ ઊંચા હતા ને પેટાળે તેને ચટાપટા હતા. પાછલા પગની લાતો મારતો મારતો એ ખોલકો ઝડપથી દોડીને એસાર્હંડ્રોન પાસે આવ્યો, ને પોતાનું નાનકડું સૂંવાળું મોઢું એના પગ નીચે ઘાલી દઈ એના આંચળ શોધવા માંડયા ને એ હાથ આવતાં ધીરો પડી દૂધ ચસકાવવા લાગ્યો. આથી એસાર્હંડ્રોનને ખબર પડી કે પોતે તો આ ખોલકાની મા ગધેડી હતો. આથી એને ન થયો અચંબો કે ન થયો ખેદ; પણ એને તો ઊલટો આનંદ થયો. પોતામાં ને પોતાના બચ્ચામાં એકીસાથે જીવન સ્ફુરી રહ્યું છે એ ખ્યાલે એ આનંદ પામ્યો.

પણ એવામાં તો એકાએક સરસરાટ કરતું કંઇક ઊડીને આવી પડયું ને એના પડખામાં વાગ્યું તથા તીણી અણીથી એની ચામડીમાં થઈ માંસમાં ખૂંપી ગયું. એ સ્થળે અતિશય બળતરા શરૂ થતાં એસાર્હંડ્રોન જે ભેગો ભેગો ગધેડીરૂપ પણ હતો તે ખોલકાના મોંમાંથી આઉ વછોડાવીને કાન વાંકા કરી પોતાના જે ટોળાથી વિખૂટો પડી ગયો હતો તે તરફ દોડી ગયો. ખોલકો પણ પડખે પડખે દોડતો એની સાથે જ રહ્યો. ટોળું પણ ભડકીને નાસવા લાગ્યું હતું, પણ તે બન્ને ટોળાં લગભગ આવી પહોંચ્યાં. ત્યાં તો સરસરાટ કરતું એક બીજું તીર આવ્યું ને ખોલકાની ગરદનમાં વાગ્યું. તે પણ ચામડી વીંધીને તેના માંસમાં ખૂંપી ગયું. દયાજનક ચીસ નાખીને ખોલકો ઢીંચણભર થઈ ગયો. તેને પડતો મૂકીને એસાર્હંડ્રોન નાસી જઈ શકે એમ નહોતું, એટલે તે એની જ પડખે ઊભો રહ્યો. ખોલકો પાછો ઊઠયો, પોતાના લાંબા પાતળા પગ પર લથડિયાં લેતો ઊભો થવા ગયો, પણ ફરી પાછો પડી ગયો. એવામાં એક બિહામણું બેપગું જનાવર—માનવી—દોડી આવ્યું ને તેનું ડોકું એણે ઉડાવી દીધું.

'આવું કંઈ હોય નહિ, હજી આ પણ સમણું છે!' એસાર્હફોનને વિચાર આવ્યો ને એણે જાગ્રત થવાનો આખરી યત્ન કર્યો: 'બેશક, હું નથી લૈલી, તેમ નથી ગધેડી, હું તો એસાર્હફોન છું!'

ચીસ નાખીને એણે એ જ પળે માથું કુંડમાંથી બહાર કાઢ્યું, તો પેલો ડોસો હજુ એની પડખે જ ઊભો હતો, ને ઘડામાંથી પાણીનાં છેલ્લાં ટીપાં એના માથા ઉપર ઢાલવતો હતો.

'આહા! કેવી ભયંકર યાતનાઓ મેં વેઠી! ને તે કેટલા લાંબા કાળ સુધી!' એસાર્હફોન બોલ્યો.

'લાંબા કાળ સુધી?' ડોસો બોલ્યો, 'હજી તો તેં પાણીમાં ડૂબકી મારીને તરત માથું બહાર કાઢ્યું એટલો જ વખત થયો છે. જો, આ ઘડો આખો હજી ઢલવાઇ પણ નથી રહ્યો. હવે કંઇ સમજ પડે છે?'

એસાર્હફોને કંઈ ઉત્તર ન આપ્યો પણ બેબાકળી આંખે ડોસા તરફ જોઇ રહ્યો.

'કેમ, હવે સમજ પડે છે' ડોસો બોલતો રહ્યો 'કે તું જ લૈલી છે, તેમ તેં મારી નાખ્યા એ સૈનિકો પણ તું જ છે? ને એ સૈનિકો જ કેવળ નહિ, પણ શિકારસમયે જે જાનવરોને તેં મારી નાખેલાં તેમ ભોજનસમયે તું આરોગી ગએલો, તે પણ તું જ હતો. તેં એમ ધારેલું કે એક મારામાં જ જીવ છે, પણ માયાનો પડદો ખસેડીને તને બતાવી આપ્યું છે કે અન્યનું અહિત કરતાં તેં તારું પંડનું જ અહિત કર્યું છે. સૌમાં એક જ

જીવનપ્રવાહ વહી રહેલો છે, ને તારું જીવન એ આ સર્વવ્યાપી જીવનપ્રવાહના બિન્દુમાત્ર જેવું જ છે. ને આ સર્વવ્યાપી જીવનપ્રવાહનો જેટલો અંશ તારો પોતાનો છે તેટલો જ તું એમાં ન્યૂનાધિકતા કરીને ઉત્તમ કે અધમ કરી શકે એમ છે. ને આ તારામાં વહી રહેલા જીવનપ્રવાહને સુધારી ઉત્તમ કરવાનો માર્ગ એક જ છે, અને તે એ કે તારા જીવનને અન્યના જીવનથી વિભક્ત કરનારી જે દીવાલો હોય તે તારે તોડી પાડવી અને અન્યને પોતા જેવા જ ગણવા તથા તેમના પર પ્રેમ રાખવો. એમ કરવાથી જીવનપ્રવાહના તારે ભાગે આવેલા અંશને તું પુષ્ટ કરી શકીશ. જ્યારે તું એમ માને છે કે એક તારામાં જ જીવન રહેલું છે, અને બીજાના જીવનને ભોગે તું તારા જીવનના સુખ-સગવડમાં જ્યારે વૃદ્ધિ કરવા યત્ન કરે છે ત્યારે તું તારા પોતાના જીવનને હાનિ પહોંચાડે છેઃ એવા યત્નોથી તું કેવળ એને ક્ષીણ ને અલ્પ જ બનાવી દે છે. અન્યમાં વસી રહેલા જીવનનો વિનાશ કરવો એ આપણી શક્તિ બહારની વાત છે. જેને તેં કાપી નાખ્યા છે એ લોકોનું જીવન તારી નજર આગળથી અદૃશ્ય થયું છે એટલું જ, બાકી એ કંઈ નાશ પામ્યું નથી. તેં તારું પોતાનું જીવન લાંબું ને એમનું જીવન ટૂંકું કરવાનો ઇરાદો રાખેલો, પણ એ તારાથી થઇ શકે એમ નથી. દિકકાળાદિના અવચ્છેદોથી જીવન કદી પરિમિત છે જ નહિ. એક પળવારનું જીવન ને હજારો વર્ષોનું જીવન, તારું જીવન ને જગતનાં દૃશ્ય અદૃશ્ય સર્વ ભૂતમાત્રનું જીવન, એ બધું સરખું જ છે. જીવનનો વિનાશ કરવો કે એમાં પરિવર્તન કરવું એ અશક્ય છે, કેમકે સાચું અસ્તિત્વ કેવળ જીવન જ ભોગવે છે. બીજું બધું તો આપણને 'છે' એવું માત્ર 'દેખાય' જ છે.'

આટલું કહીને એ ડોસો અંતર્ધાન થઈ ગયો.

બીજે દિવસે સવારે એસારહૅડ્ડોન રાજાએ હુકમ કર્યો કે લૈલી ને બીજા બધા બંદીવાનોને છોડી મૂકવા અને વધકર્મ બંધ કરવું.

ત્રીજે દિવસે એણે પોતાના પુત્ર અસુર-બની-પાલને બોલાવ્યો, ને રાજપાટ એના હાથમાં સોંપી દીધું, અને પોતે, જે કંઈ બોધ પોતે ગ્રહણ કર્યો હતો તેનું ચિંતન કરવા વનમાં ચાલી નીકળ્યો. કેટલાક વખત પછી એ પરિવ્રાજક તરીકે ગામડાં ને શહેરોમાં ફરવા લાગ્યો તથા લોકોને બોધ કરવા લાગ્યો કે સકલ જીવન એક જ છે, ભૂતમાત્રમાં એક જ જીવન વહી રહ્યું છે ને માનવીઓ બીજાનું બૂરું તાકે છે ત્યારે ખરી રીતે તો તેઓ પોતાની જાતનું જ બૂરું કરે છે.

૧૯૦૩

એકવાર એક રાજાને એમ થયું કે દરેક કામ આદરવાનો ખરો વખત કયો એ જો પોતે સદા જાણતો હોય, કયાં માણસોની વાત સાંભળવી ને કયાંની ઉપેક્ષા કરવી એ જો પોતે જાણતો હોય, ને એ બેય કરતાં મુદ્દાની વાત તો એ કે, સૌથી મહત્ત્વનું કર્તવ્ય શું એ જો પોતે સદા જાણતો હોય, તો પોતે જે કંઇ માથે લે તેમાં કદી પાછો પડે નહિ.

અને જેવો આ વિચાર એને આવ્યો કે તરત એણે પોતાના રાજ્યમાં ઢંઢેરો પિટાવી જાહેર કર્યું કે, દરેક કામ કરવાનો ખરો વખત કયો, સૌથી વધુ અગત્યનાં માણસો કોણ, ને સૌથી મહત્ત્વનું કર્તવ્ય શું એ બાબતો વિશે જે કોઇ આવી એને જ્ઞાન આપશે તેને પોતે મોટું ઇનામ આપશે.

એટલે પંડિત લોકો રાજા પાસે આવવા લાગ્યા, પણ સૌએ એ પ્રશ્નોના ભિન્ન ભિન્ન ઉત્તર આપ્યા.

પહેલા પ્રશ્નના ઉત્તરમાં કોઇએ એમ કહ્યું કે દરેક કામ કરવાનો ખરો વખત કયો એ જાણવા માણસે દિવસ, માસ ને વરસનું એક સમયપત્રક આગમચથી તૈયાર કરી રાખવું અને પછી સર્વથા તદનુસાર જ પોતાનું જીવન ગાળવું. એમણે કહ્યું કે આ રીતે જ દરેક કામ ખરે વખતે કરી શકાય. બીજાઓએ એમ જાહેર કર્યું કે, દરેક કામ કરવાનો ખરો વખત આગળથી નક્કી કરવો અશકય છે. પણ માણસે નકામી રમતગમતોમાં ગૂંથાઇ ન રહેવું, ને ચાલી રહ્યું હોય તે સદા સંભાળી જે સૌથી અગત્યનું હોય તે કામ કરવું. અન્યે વળી એમ કહ્યું, કે ચાલતા કામને

પહોંચી વળવા રાજા ગમે તેટલો સાવધાન રહે, તોપણ દરેક કામ કરવાનો ખરો વખત કયો એનો યોગ્ય નિર્ણય કરવાનું કામ એક માણસને માટે અશક્ય છે; એટલે એણે પંડિતોનું એક મંત્રીમંડળ રાખવું, જેથી એ લોકો દરેક કામ કરવાનો ખરો વખત નક્કી કરવામાં એને મદદ કરે.

પણ વળી પાછા બીજા એવું કહેનારા નીકળ્યા, કે કેટલીક બાબતો એવી તાત્કાલિક અગત્યની હોય છે કે મંત્રીમંડળ સમક્ષ મૂકવા જેટલી રાહ એને માટે જોઈ શકાય નહિ, ને એ ઉપાડવી કે ન ઉપાડવી તેનો નિર્ણય માણસે તરત કરી નાખવો પડે. ને એ નિર્ણય કરવા માટે ભવિષ્યમાં શું થવાનું છે તેનું પહેલેથી જ્ઞાન માણસને હોવું જોઇએ. આવું જ્ઞાન તો ત્રિકાળદર્શીઓને જ હોય, અને તેથી, દરેક કામ કરવાનો ખરો વખત કયો એ જાણવા માણસે ત્રિકાળદર્શીઓની સલાહ લેવી જોઇએ.

બીજા પ્રશ્નના ઉત્તર પણ આવા જ ભિન્ન ભિન્ન પ્રકારના મળ્યા. કેટલાકે એમ કહ્યું કે મંત્રીઓ રાજાને સૌથી અગત્યના માણસ છે, બીજાઓએ કહ્યું કે પુરોહિતો સૌથી અગત્યના છે. અન્યે કહ્યું દાક્તરો, ને કેટલાકે વળી સૈનિકો સૌથી વિશેષ અગત્યના છે એમ કહ્યું.

સૌથી મહત્ત્વનો વ્યવસાય કયો, એ ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં કેટલાકે કહ્યું કે જગતમાં સૌથી મહત્ત્વની વસ્તુ વિજ્ઞાન છે. બીજાએ કહ્યું કે યુદ્ધકૌશલ્ય એ સૌથી મહત્ત્વની વસ્તુ છે, ત્યારે અન્યે વળી એમ કહ્યું કે ધર્મોપાસના સૌથી મહત્ત્વની વસ્તુ છે.

સઘળા ઉત્તર ભિન્ન ભિન્ન હોવાથી, રાજા એકે સાથે સંમત થયો નહિ ને એણે એકે જણને ઇનામ આપ્યું નહિ. છતાં પોતાના પ્રશ્નોના સાચા ઉત્તર જાણવાની એની ઇચ્છા હતી, તેથી

પોતાના જ્ઞાન માટે અતીવ વિખ્યાત એવા એક સંતને એ વિશે પૂછવાનું એણે ઠરાવ્યું.

એ સંત એક અરણ્યમાં રહેતો હતો, તેની બહાર કદી નીકળતો નહોતો, ને સામાન્ય માણસો સિવાય બીજા કોઇને મળતો નહોતો. એટલે રાજાએ સાદાં કપડાં પહેર્યાં, ને એ સંતની ગુફા આવતાં પહેલાં ઘોડા ઉપરથી ઊતરીને અંગરક્ષકોને એક સ્થળે રાખી એ એકલો ત્યાં ગયો.

રાજા જ્યારે સંત પાસે પહોંચ્યો ત્યારે તે પોતાની પર્ણકુટી પાસેની જમીન ખોદી રહ્યો હતો. રાજાને દેખી એણે તેને આવકાર આપ્યો ને પોતાનું ખોદકામ ચાલુ રાખ્યું. સંત પોતે શરીરે દૂબળો ને અશક્ત હતો, એટલે દરેક વખતે જ્યારે એ જમીનમાં કોદાળી નાખી થોડીક માટી ઉખેડતો ત્યારે જોરથી હાંફતો.

રાજાએ એની પાસે જઈ કહ્યું: 'સુજ્ઞ સંત, હું આપની પાસે ત્રણ પ્રશ્નો પૂછવા આવ્યો છું: ખરે વખતે ખરું કામ કરતાં મને કેવી રીતે આવડે? જેમના પર અન્ય સર્વ કરતાં મારે વિશેષ લક્ષ આપવું ઘટે એવા મારે માટે સૌથી અગત્યનાં માણસો કોણ? અને, કયા વિષયો સૌથી વિશેષ મહત્ત્વના, અને મારે સૌથી પહેલાં ધ્યાન આપવા યોગ્ય છે?'

સંતે રાજાની વાત ધ્યાન દઈને સાંભળી, પણ કંઇ ઉત્તર આપ્યો નહિ. જરાક થૂંકીને એણે પાછું ખોદકામ આદર્યું.

'આપ થાકી ગયા છો' રાજાએ કહ્યું 'એટલે મને જરા વાર કોદાળી આપો તો તમારા વતી હું થોડી વાર કામ કરું.'

'તારો પાડ' એમ કહી સંતે રાજાને કોદાળી આપી અને પોતે ભોંય પર બેસી ગયો.

બે ક્યારા ખોદી રહ્યો એટલે રાજા થોભ્યો ને ફરી પોતાના

પહોંચી વળવા રાજા ગમે તેટલો સાવધાન રહે, તોપણ દરેક કામ કરવાનો ખરો વખત કયો એનો યોગ્ય નિર્ણય કરવાનું કામ એક માણસને માટે અશક્ય છે; એટલે એણે પંડિતોનું એક મંત્રીમંડળ રાખવું, જેથી એ લોકો દરેક કામ કરવાનો ખરો વખત નક્કી કરવામાં એને મદદ કરે.

પણ વળી પાછા બીજા એવું કહેનારા નીકળ્યા, કે કેટલીક બાબતો એવી તાત્કાલિક અગત્યની હોય છે કે મંત્રીમંડળ સમક્ષ મૂકવા જેટલી રાહ એને માટે જોઈ શકાય નહિ, ને એ ઉપાડવી કે ન ઉપાડવી તેનો નિર્ણય માણસે તરત કરી નાખવો પડે. ને એ નિર્ણય કરવા માટે ભવિષ્યમાં શું થવાનું છે તેનું પહેલેથી જ્ઞાન માણસને હોવું જોઇએ. આવું જ્ઞાન તો ત્રિકાળદર્શીઓને જ હોય, અને તેથી, દરેક કામ કરવાનો ખરો વખત કયો એ જાણવા માણસે ત્રિકાળદર્શીઓની સલાહ લેવી જોઇએ.

બીજા પ્રશ્નના ઉત્તર પણ આવા જ ભિન્ન ભિન્ન પ્રકારના મળ્યા. કેટલાકે એમ કહ્યું કે મંત્રીઓ રાજાને સૌથી અગત્યના માણસ છે, બીજાઓએ કહ્યું કે પુરોહિતો સૌથી અગત્યના છે. અન્યે કહ્યું દાક્તરો, ને કેટલાકે વળી સૈનિકો સૌથી વિશેષ અગત્યના છે એમ કહ્યું.

સૌથી મહત્ત્વનો વ્યવસાય કયો, એ ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં કેટલાકે કહ્યું કે જગતમાં સૌથી મહત્ત્વની વસ્તુ વિજ્ઞાન છે. બીજાએ કહ્યું કે યુદ્ધકૌશલ્ય એ સૌથી મહત્ત્વની વસ્તુ છે, ત્યારે અન્યે વળી એમ કહ્યું કે ધર્મોપાસના સૌથી મહત્ત્વની વસ્તુ છે.

સઘળા ઉત્તર ભિન્ન ભિન્ન હોવાથી, રાજા એકે સાથે સંમત થયો નહિ ને એણે એકે જણને ઇનામ આપ્યું નહિ. છતાં પોતાના પ્રશ્નોના સાચા ઉત્તર જાણવાની એની ઇચ્છા હતી, તેથી

પોતાના જ્ઞાન માટે અતીવ વિખ્યાત એવા એક સંતને એ વિશે પૂછવાનું એણે ઠરાવ્યું.

એ સંત એક અરણ્યમાં રહેતો હતો, તેની બહાર કદી નીકળતો નહોતો, ને સામાન્ય માણસો સિવાય બીજા કોઇને મળતો નહોતો. એટલે રાજાએ સાદાં કપડાં પહેર્યાં, ને એ સંતની ગુફા આવતાં પહેલાં ઘોડા ઉપરથી ઊતરીને અંગરક્ષકોને એક સ્થળે રાખી એ એકલો ત્યાં ગયો.

રાજા જ્યારે સંત પાસે પહોંચ્યો ત્યારે તે પોતાની પર્ણકુટી પાસેની જમીન ખોદી રહ્યો હતો. રાજાને દેખી એણે તેને આવકાર આપ્યો ને પોતાનું ખોદકામ ચાલુ રાખ્યું. સંત પોતે શરીરે દૂબળો ને અશક્ત હતો, એટલે દરેક વખતે જ્યારે એ જમીનમાં કોદાળી નાખી થોડીક માટી ઉખેડતો ત્યારે જોરથી હાંફતો.

રાજાએ એની પાસે જઇ કહ્યું: 'સુજ્ઞ સંત, હું આપની પાસે ત્રણ પ્રશ્નો પૂછવા આવ્યો છું: ખરે વખતે ખરું કામ કરતાં મને કેવી રીતે આવડે? જેમના પર અન્ય સર્વ કરતાં મારે વિશેષ લક્ષ આપવું ઘટે એવા મારે માટે સૌથી અગત્યનાં માણસો કોણ? અને, કયા વિષયો સૌથી વિશેષ મહત્ત્વના, અને મારે સૌથી પહેલાં ધ્યાન આપવા યોગ્ય છે?'

સંતે રાજાની વાત ધ્યાન દઇને સાંભળી, પણ કંઇ ઉત્તર આપ્યો નહિ. જરાક થૂંકીને એણે પાછું ખોદકામ આદર્યું.

'આપ થાકી ગયા છો' રાજાએ કહ્યું 'એટલે મને જરા વાર કોદાળી આપો તો તમારા વતી હું થોડી વાર કામ કરું.'

'તારો પાડ' એમ કહી સંતે રાજાને કોદાળી આપી અને પોતે ભોંય પર બેસી ગયો.

બે ક્યારા ખોદી રહ્યો એટલે રાજા થોભ્યો ને ફરી પોતાના

પ્રશ્ન પૂછ્યા. આ વખત પણ એ સંતે કંઈ ઉત્તર આપ્યો નહિ, પણ ઊભા થઇ, હાથ પસારી એણે કોદાળી માગી, ને કહ્યું:

'જરા ગહેરો ખા—થોડીવાર મને કામ કરવા દે.'

પણ રાજાએ એને કોદાળી આપી નહિ ને પોતે ખોદકામ ચાલુ રાખ્યું. એક કલાક પસાર થયો, ને પછી બીજો. વૃક્ષો પાછળ સૂર્ય નીચે ઊતરવા માંડયો, એટલે રાજાએ કોદાળી જમીનમાં ભોંકી રાખી કહ્યું: 'જ્ઞાની પુરુષ, આપની પાસે હું આવ્યો છું તે મારા પ્રશ્નોના ઉત્તર મેળવવા. આપ જો મને કંઇ ઉત્તર આપી શકો એમ ન હો, તો મને એવું જણાવી દો, એટલે હું ઘર ભણી ચાલતો થાઉં.'

'જો, કોઇક દોડતું આવે છે' સંત બોલ્યો: 'એ કોણ છે એની આપણે તપાસ કરીએ.'

રાજાએ પાછું વાળી જોયું તો અરણ્યમાંથી એક દાઢીવાળા માણસને દોડતો આવતો દીઠો. એ માણસે પોતાના પેટ ઉપર હાથ દબાવી રાખ્યા હતા, અને એ હાથ નીચેથી લોહી વહેતું હતું. રાજા પાસે આવ્યો એટલામાં આછો નિસાસો મૂકી મૂર્છાવશ થઇ તે નીચે ઢળી પડયો. રાજાએ ને સંતે મળી એ માણસનાં કપડાંનાં બોરિયાં ઉઘાડી નાખ્યાં તો એના પેટ ઉપર એક મોટો ઘા જોવામાં આવ્યો. રાજાએ તે ઘા આવડયો એવો ધોયો ને પછી પોતાનો રૂમાલ તથા સંતનો અંગૂછો લઇ તેનો એ ઘા પર પાટો બાંધ્યો. પણ લોહી વહેતું બંધ થયું નહિ, તેથી ઊના ખળખળતા લોહીમાં લદબદ થએલો પાટો રાજા વારંવાર લઇ લેતો ને ફરી પાછો તે ધોઇને ઘા ઉપર બાંધતો. આખરે જયારે લોહી વહેતું રહી ગયું, ત્યારે એ માણસની મૂર્છા વળી અને એણે પીવા પાણી માગ્યું. એટલે રાજાએ મીઠું પાણી આણી એને આપ્યું. આ બધા બનાવ દરમિયાન સૂર્ય આથમી ગયો હતો ને વાતાવરણમાં ઠંડક

પસરી ગઈ હતી. એટલે સંતની મદદ લઈ રાજાએ એ ઘાયલ થએલા માણસને ઊંચકીને પર્ણકુટીમાં આણ્યો ને એક પથારીમાં એને સુવાડયો. પથારીમાં સૂતા પછી એ માણસે આંખો મીંચી દીધી ને શાન્ત બની ગયો. પણ પગે ચાલતા આવવાથી તેમ આવીને કરેલા કામથી રાજા એવો થાકી ગયો હતો કે એ ઊંબરમાં ટૂંટિયા વાળીને પડયો ને એ પણ ઊંઘવા લાગ્યો. એને એવી ઘસઘસાટ ઊંઘ આવી ગઇ કે ઉનાળાની એ ટૂંકી રાત આખી એણે નિદ્રામાં ગાળી. સવારમાં જ્યારે એ જાગ્યો ત્યારે પોતે કયાં છે અથવા ચમકતી આંખે પોતાને તાકીને જોઇ રહેલો પથારીમાં સૂતેલો પેલો વિચિત્ર દાઢીવાળો માણસ કોણ છે એ વાત સંભારતાં એને બહુ વાર લાગી.

'મને માફ કરો!' રાજાને જાગ્રત થએલો તથા પોતાના તરફ જોતો દેખી એ દાઢીવાળા પુરુષે અશક્ત અવાજે કહ્યું.

'હું તો તમને ઓળખતોએ નથી, એટલે માફ કરવા જેવું મારે કશું છે નહિ,' રાજાએ કહ્યું.

'તમે મને ઓળખતા નથી, પણ હું તો તમને ઓળખું છું. પેલા તમારા શત્રુના ભાઇનો તમે વધ કરાવેલો, ને તેની માલ-મિલકત ખૂંચવી લીધેલી, એટલે તેણે તમારા પર વેર લેવાનું પણ લીધેલું તે જ હું તમારો શત્રુ. સંતના દર્શને તમે એકલા આવેલા એની મને ખબર હતી, એટલે તમે પાછા ફરો ત્યારે રસ્તામાં તમને ઠાર કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ દિવસ આથમી ગયો તોયે તમે તો કંઈ પાછા ફર્યા નહિ. તેથી હું સંતાએલો એ જગાએથી તમને શોધી કાઢવા બહાર આવ્યો, પણ ત્યાં તમારા અંગરક્ષકોનો ભેટો થઈ ગયો, એટલે એ લોકોએ મને ઓળખી કાઢયો ને ઘાયલ કર્યો. એમના હાથમાંથી હું છટકી ગયો, પણ જો

તમે મારા ઘાને પાટાપિંડી કરેલ ન હોત તો હું મરણશરણ થાત ત્યાં સુધી ઘામાંથી લોહી વહ્યા કરત. આમ મારી દાનત તમને મારી નાખવાની હતી, ને તમે લઇને મારો જાન બચાવ્યો. એટલે, હવે જો હું જીવતો રહું, ને તમારી જો ઇચ્છા હોય તો તમારા પરમ વફાદાર ગુલામ તરીકે હું તમારી સેવા કરીશ ને મારા પુત્રોને પણ એમ કરવાની આજ્ઞા કરીશ. માટે મને માફ કરો!'

પોતાના શત્રુ સાથે આટલી સહેલાઇથી સમાધાન ને સુલેહ થઇ ગયાં, અને એને પોતાનો મિત્ર બનાવી દીધો, એથી રાજા ખૂબ રાજી થયો ને એણે તેને માફી આપી; એટલું જ નહિ પણ કહ્યું કે 'તમારી સારવાર કરવા હું મારા નોકરોને તેમ મારા વૈદ્યને મોકલીશ તથા તમારી માલમિલકત તમને પાછી આપીશ.'

એ ઘાયલ માણસની રજા લઇ રાજા દ્વાર આગળ આવ્યો ને સંતની શોધમાં આસપાસ નજર નાખી. ચાલી નીકળતાં પહેલાં પોતે પૂછેલા પ્રશ્નોના ઉત્તરની એક વાર છેલ્લી છેલ્લી ઉઘરાણી કરવાનો એનો વિચાર હતો. સંત બહાર હતો, ને ઘૂંટણભર ઊભો રહી આગલે દિવસે ખોદેલા ક્યારાઓમાં બી વાવતો હતો.

એની પાસે જઇ રાજાએ કહ્યું:

'જ્ઞાની મહારાજ, મારા પ્રશ્નોના ઉત્તર આપવાની આ છેલ્લી વાર વિનંતિ કરું છું.'

'તને ઉત્તર તો ક્યારના મળી ગયા છે!' હજી પાતળા ઘૂંટણને આધારે ઊભા રહી, પોતાની સામે ઊભેલા રાજા પર દૃષ્ટિ નાખતાં એણે કહ્યું.

'કેવી રીતે ઉત્તર મળ્યા? આપ શું કહો છો? કંઇ સમજાતું નથી.' રાજાએ કહ્યું.

'જોતો નથી' સંતે કહ્યું: 'ગઈ કાલે મારી નબળાઇની દયા આણી મારા વતી આ ક્યારા તેં ન ખોદી દીધા હોત ને સીધો રસ્તે પડ્યો હોત, તો પેલો માણસ તારા પર તૂટી પડ્યો હોત, ને મારી પાસે ન રહ્યા બદલ તને પસ્તાવો થયો હોત. એટલે સૌથી મહત્ત્વનો વખત તું ક્યારા ખોદતો હતો એ હતો, ને સૌથી અગત્યનો માણસ હું હતો, ને મારું ભલું કરવું એ તારું સૌથી મહત્ત્વનું કામ હતું. પછી, પેલો માણસ દોડીને આપણી કને આવ્યો ત્યારે સૌથી મહત્ત્વનો વખત તું એની સારવાર કરતો હતો એ હતો. કેમકે તેં જો એના ઘાને પાટાપિંડી કરેલ ન હોત તો એ માણસ તારી સાથે સુલેહ કર્યા વિના મરી જાત. એટલે એ સૌથી અગત્યનો માણસ હતો, ને તેં એની જે સેવા કરી તે તારું સૌથી મહત્ત્વનું કામ હતું. એટલે તારે યાદ રાખવું કે: અગત્યનો સમય કેવળ એક જ છે, ને તે વર્તમાન—એ સૌથી મહત્ત્વનો સમય છે. કેમકે આપણો જે કંઇ કાબૂ છે તે એ સમય ઉપર જ છે. સૌથી અગત્યનો માણસ એ કે જેની સાથે તમે હો, કેમકે પોતાને બીજા કોઈ માણસ સાથે કોઈ દહાડો કામ પડશે કે કેમ એની કોઇને ખબર નથી. અને સૌથી મહત્ત્વનું કર્તવ્ય એ કે એ માણસનું ભલું કરવું, કારણ કે કેવળ એટલા જ માટે માનવીને જીવન મળ્યું છે.'

૧૯૦૩

**એ**ક દિવસ નાળામાં કેટલાંક છોકરાં રમતાં હતાં ત્યાં તેમને અનાજના દાણા જેવા આકારની ને વચ્ચે આંકાવાળી પણ ઈંડા જેવડી મોટી એક વસ્તુ જડી. એક વટેમાર્ગુ ત્યાં થઇને પસાર થતો હતો તેણે એ ચીજ જોઈને એક આની આપી છોકરાં પાસેથી તે ખરીદી અને શહેરમાં લઈ જઇ એક નવાઇની વસ્તુ તરીકે રાજાને વેચાતી આપી.

રાજાએ પોતાના સઘળા પંડિતોને એકઠા કર્યા ને એ વસ્તુ શું છે તે શોધી કાઢવાનું તેમને કહ્યું. પંડિતોએ ઘણો ઘણો વિચાર કર્યો પણ તેમને એમાં કંઇ સળ સૂઝી નહિ. એવામાં એક વાર એ વસ્તુ એક બારીની પાળમાં પડી હતી ત્યાં એક મરઘી ઊડી આવી અને ઠોલી ઠોલીને તેમાં કાણું પાડયું, એટલે પછી સૌને જણાયું કે તે તો અનાજનો દાણો છે. એટલે પંડિતો રાજા પાસે ગયા ને બોલ્યાઃ

‘ આ તો અનાજનો દાણો છે ! ’

આ સાંભળી રાજાને ખૂબ આશ્ચર્ય થયું. એણે પંડિતોને હુકમ કર્યો કે આવું અનાજ કયે સમયે ને કયે સ્થળે પાકતું હતું એ શોધી કાઢો. પંડિતો વળી વિચારમાં પડયા ને પોતાનાં પુસ્તકોમાં ખોળાખોળ કરવા મંડી પડયા, પણ એમાંથી કશી બાતમી તેમને મળી નહિ. આથી રાજા પાસે આવી તેમણે કહ્યુંઃ

‘ અમને તો કંઈ ઉત્તર જડતો નથી. અમારા ગ્રંથોમાંથી એ વિશે કશું નીકળતું નથી. હવે તો ખેડૂતોને પૂછી જુઓ તો કંઇક

ખબર પડે. કદાચ કોઈક ખેડૂતે એના બાપદાદા પાસેથી આવડા કદનો દાણો ક્યારે ને ક્યાં પાકતો એ વિશે કંઈ વાત સાંભળી હોય.'

એટલે કોઈ ખૂબ વૃદ્ધ ખેડૂતને પોતાની હજૂરમાં લઈ આવવાનો રાજાએ હુકમ આપ્યો. આથી એના નોકરો આવા ખેડૂતને શોધી રાજા પાસે લઈ આવ્યા. તે છેક બુઝર્ગ બની ગયો હતો, કેડેથી વાંકો વળી ગયો હતો. તેનો ચહેરો સાવ ફીકો ને મોઢું બોખું હતું. લથડતો લથડતો એ ઘોડીઓને ટેકે મહામુશ્કેલીએ તે રાજાની તહેનાતમાં આવ્યો.

રાજાએ પેલો દાણો તેને દેખાડયો, પણ ડોસો તે પૂરો દેખી પણ શકયો નહિ. તેથી પોતાની પાસે લઈ તેણે પોતાનો હાથ એના પર ફેરવી જોયો. પછી રાજાએ તેને સવાલ પૂછયો:

'આવો દાણો ક્યાં ઊગતો એ અમને કહી શકશો, ડોસા? તમારી જિંદગીમાં આવો દાણો તમે કદી ખરીદેલો કે તમારા ખેતરમાં વાવેલો?'

પણ ડોસો એટલો બધો બહેરો થઈ ગયો હતો કે રાજાએ કહ્યું તેમાંથી બે ચાર વેણ માંડ સાંભળી શકયો; એટલે મહામુશીબતે તેને રાજાનો સવાલ સમજાયો.

'ના!' આખરે તેણે જવાબ આપ્યો: 'મારા ખેતરમાં આના જેવો દાણો મેં કદી વાવેલો નહિ કે લણેલો નહિ, તેમ એવો દાણો કદી વેચાતો પણ લીધેલો નહિ. અમે જે અનાજ લેતા એના દાણા તો અત્યારે છે એવા ઝીણા જ હતા, પણ તોય મારા બાપાને પૂછી જુઓ. આવો દાણો ક્યાં પાકતો એ વિશે એમણે કંઈ વાત સાંભળી હોય.'

એટલે રાજાએ તે ડોસાના બાપને બોલાવવા માણસ મોકલ્યા. એ લોકોએ તેને શોધી કાઢી રાજા આગળ હાજર કર્યો. તે એક

ઘોડીને ટેકે ચાલતો આવ્યો. રાજાએ તેને પેલો દાણો દેખાડયો. તે વૃદ્ધ ખેડૂત હજી આંખે બરાબર જોઇ શકતો હતો, એટલે તેણે એ દાણો નિરખીને જોયો. પછી રાજાએ તેને પૂછયું:

'ડોસા, આવું અનાજ કયાં પાકતું એ અમને કહી શકશો ? તમારી જિંદગીમાં આવો દાણો તમે કદી ખરીદેલો કે તમારાં ખેતરમાં વાવેલો ?'

ડોસાને સાંભળતાં મુશ્કેલી પડતી હતી ખરી, છતાં તેના દીકરા કરતાં તે સારું સાંભળતો હતો.

'ના,' તે બોલ્યો 'આના જેવો દાણો મારા ખેતરમાં મેં કદી વાવેલો કે લણેલો નહિ, ને વેચાતો તો લઉં જ કયાંથી ? કેમકે અમારા વખતમાં નાણાંનું ચલણ હજુ શરૂ થએલું નહિ. દરેક જણ પોતે પોતાનું અનાજ પકાવતો ને બીજી કોઇ ચીજની જરૂર પડે તો બીજા માણસો કનેથી વહેંચી લેતો. આવો દાણો કયાં ઊગતો એની મને ખબર નથી. અમારા વખતનો દાણો આજના દાણા કરતાં મોટો હતો ખરો, ને એમાંથી આટો પણ વધારે નીકળતો ખરો. પણ આના જેવડો દાણો તો મેં જનમારામાં કોઇ દી ભાળ્યો નથી. મેં મારા બાપને વાત કરતા સાંભળ્યા છે ખરા, કે એમના વખતમાં અમારા વખત કરતાં પણ દાણા મોટા પાકતા ને વધુ આટો એમાંથી નીકળતો. એટલે મારા કરતાં એને પૂછી જુઓ.'

એટલે રાજાએ આ ડોસાના બાપને બોલાવવા માણસ મોકલ્યા. એ લોકોએ તેને પણ શોધી કાઢયો ને રાજા આગળ હાજર કર્યો. તે ઘોડીના ટેકા વિના વગર અડચણે ચાલતો આવ્યો ને દરબારમાં દાખલ થયો. તેની આંખ હજી તેજદાર
શક્તિ પણ સારી હતી, ને તે સ્પષ્ટ સમજાય એમ

રાજાએ પેલો દાણો તેને દેખાડયો, એટલે એ વૃદ્ધ ડોસાએ તેના પર નજર નાખી પોતાના હાથમાં તે આમ તેમ ફેરવી જોયો.

'ઘણે લાંબે વખતે મેં આવો સરસ દાણો દેખ્યો' તે બોલ્યો, ને એમાંથી કરચ ભાંગી ચાખી જોયો.

'હં, એ જ જાતનો છે' તે બોલ્યો.

'બોલો દાદા, આવું અનાજ કયારે થતું ને કયાં થતું? તમે કોઈ દહાડો આવું અનાજ ખરીદેલું, કે તમારા ખેતરમાં વાવેલું?'

એટલે ડોસાએ જવાબ આપ્યો:

'આવું અનાજ મારા વખતમાં બધે પાકતું. નાનપણમાં હું આવું અનાજ ખાઇને જ મોટો થએલો, ને બીજાને પણ હું આવું જ અનાજ ખાવા આપતો. અમે જે અનાજ વાવતાં તે ખળામાં ઝૂડતાં, તે પણ આવું જ અનાજ હતું.'

એટલે રાજાએ પૂછયું:

'કહો જોઇએ, દાદા, આવું અનાજ તમે કયાંયથી વેચાતું લાવતા, કે બધું જાતે જ પકવતા?'

એટલે ડોસાએ સ્મિત કર્યું.

'અનાજ જેવી ખાવાની ચીજ વેચવી લેવી એ તો મહાપાપ છે.' તે બોલ્યો, 'ને એવું પાપ કરવાનો વિચાર સરખો પણ અમારા વખતમાં તો કોઇને આવતો નહિ. ને નાણાંમાં તો અમે કોઇ સમજતાં જ નહિ. સૌ પોતપોતાને જોઈએ એટલું અનાજ પકવતાં.'

'ત્યારે દાદા,' રાજાએ કહ્યું 'તમારું ખેતર કયાં હતું, ને આવું અનાજ તમે કયાં ઉગાડતા?'

એટલે ડોસાએ જવાબ આપ્યો:

'ભગવાનની ધરતી એ મારું ખેતર! જ્યાં જ્યાં હું ખેડતો ત્યાં ત્યાં મારું ખેતર હતું. જમીન એ વખતે મફત મળતી. જમીનને કોઇ પોતાની કહેતું જ નહિ. મહેનત એ જ એક એવી ચીજ હતી જેને માણસ પોતાની કહેતા.'

'ત્યારે હવે બીજા બે સવાલના જવાબ આપો,' રાજાએ કહ્યું. 'પહેલો સવાલ એ કે' એ વખતે જમીન આવા દાણાનો પાક આપતી, ને હવે કેમ આપતી બંધ થઈ ગઇ છે? અને બીજો એ કે, તમારા દીકરાનો દીકરો કેમ બે ઘોડીને ટેકે ચાલે છે, ને તમારો દીકરો કેમ એકના ટેકે ચાલે છે, અને તમારે કેમ એકેનો ટેકો નથી જોઈતો? તમારી આંખો તો તેજદાર છે, દાંત પણ સાબૂત છે, અને તમારી વાત પણ સ્પષ્ટ ને કાનને મીઠી લાગે એવી છે. આવું શાથી થયું?'

એટલે ડોસાએ જવાબ આપ્યો:

'આવું થયું એનું કારણ એ કે માણસોએ પંડની મહેનત પર ગુજારો કરવો મૂકી દીધો છે ને બીજાની મહેનતને આધારે હવે સૌ નભવા લાગ્યાં છે. જૂના જમાનામાં તો લોકો ભગવાનના કરેલા કાયદા પ્રમાણે વર્તતાં. એટલે પોતાનું હોય તેટલું જ તે રાખતાં ને બીજાંએ પેદા કર્યું હોય તેની લાલચ કરતાં નહિ.'

૧૮૮૬

એક ગરીબ ખેડૂત એક વાર પરોઢિયે ખેતર ખેડવા નીકળી પડયો. શિરામણ માટે એણે સૂકા રોટલાનો કકડો સાથે લઇ લીધો. ખેતરે આવી એણે હળ તૈયાર કર્યું. રોટલો પોતાના ડગલામાં વીંટાળી એક ઝાડ નીચે મૂકયો, ને પછી કામે વળગ્યો. થોડી વાર પછી એનો ઘોડો થાકી ગયો ને એને ભૂખ લાગી, એટલે ખેડૂતે હળ જમીનમાં ખોડી રાખ્યું, ઘોડાને છૂટો ચરવા મૂકી દીધો, ને પોતે ડગલામાં વીંટાળેલો રોટલો લેવા ગયો.

એણે ડગલો લઈ જોયું, પણ રોટલો ગેબ થઇ ગયો હતો! એણે આસપાસ ખૂબ જોયું, ડગલો સવળો અવળો ફેરવી જોયો, વારંવાર તે ખંખેરી પણ જોયો—પણ રોટલાનો પત્તો મળ્યો નહિ. આમ કેમ થયું એની ખેડૂતને કંઇ સમજ પડી નહિ.

'આ તો માળું કૌતક થયું' એને મનમાં થયું 'કોઇને આવતાં તો દીઠું નથી, ને તોય કોઇ અહીં આવીને રોટલો ઉપાડી ગયું!'

આ રોટલો ચોરી જનાર શયતાનનો એક દૂત હતો. ખેડૂત ખેડતો હતો એ વખતે તે ચોરી ગએલો, ને હવે ખેડૂત ખિજાઈ સોગંદ ખાઇ શયતાનને ગાળો ભાંડશે એમ ધારી આ પળે એ સાંભળવાની વાટ જોતો પેલા ઝાડની પાછળ લપાઇને બેઠો હતો.

પોતાનું શિરામણ ગયું એટલે ખેડૂતને ખેદ તો થયો, પણ 'હોય, હવે કાંઈ ઉપાય છે?' એમ કહી એણે મન વાળ્યું. 'કાંઇ નહિ, ભૂખે થોડો જ હું મરી જવાનો હતો? જેણે લીધો હશે

એણે કંઇ ખપ વગર નહિ લીધો હોય ! જેણે લીધો હોય એનું ભલું થાઓ !'

પછી કૂવે જઇ એણે પાણી પીધું ને જરા વિસામો ખાધો. ને પછી પોતાના ઘોડાને એ પકડી આવ્યો, તેને હળે જોતર્યો, ને ફરી ખેડવા માંડયું.

પોતે ખેડૂતને પાપમાં ન પાડી શકયો એટલે શયતાનનો દૂત તો ભોંઠો પડી ગયો, ને પોતાના સ્વામી શયતાન પાસે બનેલી બિનાનો અહેવાલ આપવા ગયો.

શયતાન પાસે આવી પોતે ખેડૂતનો રોટલો લઈ લીધેલો છતાં એ ખેડૂતે પોતાને ગાળો ભાંડવાને બદલે 'જેણે લીધો હોય એનું ભલું થાઓ !' એમ કહેલું તે હકીકત રજૂ કરી.

એટલે શયતાન ગુસ્સે થયો ને બોલ્યોઃ 'એ માણસ જો તારી આગળ ફાવી ગયો તો એમાં તારો જ વાંક ! તારું કામ કરતાં તને નહિ આવડતું હોય ! એ રોંચાં ને એમનું દેખીને એમનાં બૈરાં જો આવી લતે ચડી જશે તો તો આપણે બધાએ નાહી જ નાખવું પડશે. એટલે એ વાત કંઇ આટલેથી પડતી મુકાય એવી નથી. માટે ઝટ જા પાછો, ને બધું નોરમાં લાવી દે. ત્રણ વરસમાં એ ખેડૂતને તું જો નહિ હંફાવે, તો હું તને પુણ્યોદકમાં ઝબોળી દઇશ !'

આ સાંભળીને દૂત તો શિયાવિયા થઈ ગયો. પોતાની ભૂલ શી રીતે સુધારવી, ને ગએલી આબરૂ કેમ પાછી મેળવવી એનો વિચાર કરતો એ તરત પૃથ્વી પર પાછો ફર્યો. ઘણો ઘણો વિચાર કર્યા પછી આખરે એને એક સરસ યુક્તિ સૂઝી આવી.

એણે સ્વરૂપ બદલાવી મજૂરનો વેશ લીધો અને એ ગરીબ ખેડૂત પાસે જઇ એને ત્યાં નોકર રહ્યો. પહેલે વર્ષે એણે ખેડૂતને

કળણવાળી જમીનમાં અનાજનું વાવેતર કરવાની સલાહ આપી. ખેડૂતે એની સલાહને અનુસરી કળણવાળી જમીનમાં વાવેતર કર્યું. એ વરસ વરસાદ ન પડ્યો એટલે સાવ કોરું નીવડ્યું, તેથી બીજા બધા ખેડૂતોનો મોલ સૂર્યના તાપમાં શેકાઈ ગયો; પણ આ ગરીબ ખેડૂતનો ખૂબ ઘાટો ઊગી નીકળ્યો ને ઊંચે વધી એને દાણાથી ખીચોખીચ ભરેલાં ડૂંડાં આવ્યાં. આથી એને આખું વરસ ચાલે એટલું અનાજ મળી ગયું, એટલું જ નહિ પણ એની પાસે બીજું ફાજલ પણ રહ્યું.

બીજી સાલ એ **શયતાન**દૂતે ખેડૂતને ટેકરી પર વાવેતર કરવાની સલાહ આપી, અને એ વરસ ભીનિયું નીવડ્યું. એટલે બીજા માણસોનો મોલ ધોવાઇ ગયો તેમ સડી ગયો ને એને ડૂંડાં પૂરાં બાઝયાં નહિ. પણ આ ખેડૂતનો મોલ ઊંચે ટેકરી ઉપર હોવાથી બહુ સરસ થયો. ગઈ સાલ કરતાં પણ આ સાલ એને અનાજ ખૂબ વધી પડ્યું, ને એટલા બધાનું શું કરવું એ એને સૂઝયું નહિ.

પછી એ **શયતાન**દૂતે અનાજને પલાળી પીલી એમાંથી દારૂ કેવા રીતે ગાળવો તે એ ખેડૂતને બતાવ્યું. એટલે ખેડૂતે એમાંથી જલદ પીણું બનાવ્યું ને પોતે તે પીવા લાગ્યો અને પોતાના દોસ્તોને તે આપવા લાગ્યો.

પછી એ દૂત **શયતાન** પાસે ગયો ને બડાઇ મારી કહેવા લાગ્યો કે અગાઉ મને નિષ્ફળતા મળેલી તેને ધોઇ નાખે એવું પરાક્રમ મેં આ વખતે કર્યું છે. એ સાંભળી શયતાન બોલ્યો કે હું જાતે ત્યાં આવું છું ને ખરેખરી બિના શી છે તેની તપાસ કરું છું.

ખેડૂતને ઘેર આવી એણે જોયું તો જણાયું કે તેણે પોતાના પૈસાદાર પડોશીઓને નોતર્યા હતા અને એમને દારૂ આપી એમની સરભરા કરી રહ્યો હતો. એની બૈરી સૌ મહેમાનોને દારૂ

પહોંચાડતી હતી એવામાં તેને ઠેશ વાગતાં એક ટેબલ સાથે તે અથડાઈ ને તેથી એક જામ જેટલો દારૂ ઢોળાયો.

ખેડૂત આથી ગુસ્સે થયો ને બૈરીને ધમકાવવા લાગ્યો.

'રાંડ, ફૂવડ, આ શું કર્યું? આ તે શું ખાળકૂવાનું પાણી સમજે છે, કે આવો સારો માલ ભોંય પર જ્યાં ત્યાં ઢોળતી ફરે છે, રાંડ લૂલી?'

દૂતે પોતાના સ્વામી શયતાનને કોણીનો ગોદો માર્યો: 'જોયું?' તે બોલ્યો, 'પોતાનો એકનો એક શટલાનો કકડો જતાં પણ જે નહોતો બોલ્યો તે આ માણસ!'

હજુ બૈરીને ગાળો ચોપડતો ચોપડતો ખેડૂત ઊભો થયો ને જાતે સૌને દારૂ પહોંચાડવા લાગ્યો. બરાબર એ ટાણે એક ગરીબ ખેડૂત કામેથી પાછો ફરતો હતો તે વણનોતર્યો ત્યાં દાખલ થયો. સૌ મંડળીને રામરામ કરી બેઠો એટલે તેણે જોયું કે સૌ દારૂ પીતા હતા. આખો દિવસ કામ કરીને થાકી ગએલો હોવાથી એક બે ઘૂંટડા પીવાનું તેને પણ મન થયું. એટલે તે એમ ને એમ ક્યાંય સુધી બેસી રહ્યો, ને તેના મોંમાં પાણી આવ્યા કર્યું. પણ ઘરધણીએ તેને જરાએ દારૂ આપ્યો નહિ ને ધીરે રહીને એટલું જ બબડયો: 'જે કોઇ હાલ્યું આવે એને માટે અહીં કંઇ દારૂ ઠારી મૂક્યો નથી.'

શયતાન આથી ખુશ થયો, પણ તેનો દૂત ગુલતાન થઇને બોલ્યો: 'હજી જુઓ તો ખરા, ખરો તાલ તો હજી હવે થવાનો છે!'

બધા દોલતમંદ ખેડૂતોએ દારૂ પીધો, ને ઘરધણીએ પણ પીધો: પછી તેઓ અંદર અંદર મસ્કો લગાડીને ખોટી ખુશામત ભરેલી વાતો કરવા લાગ્યા.

શયતાને તો બેઠા બેઠા એકચિત્તે સાંભળ્યા જ કર્યું ને ખુશ થઇને પોતાના દૂતનો વાંસો થાબડ્યો.

'જો આ પીવાથી' તે બોલ્યો 'આ લોકો લોંકડી જેવા લુચ્ચા બની જતા હોય, ને એની અસરથી તેઓ એકબીજાને છેતરવા લાગતા હોય, તો તો જરૂર તેઓ ટૂંક મુદતમાં જ આપણા હાથનાં રમકડાં બની જશે.'

'હજુ જુઓ તો ખરા, આગળ શું આવે છે એ,' દૂતે કહ્યું. 'હવે એક બીજો જામ સૌ પી લ્યે એટલે જોજો મજા. અત્યારે એ લોકો લોંકડી જેવા બની પોતાની પૂંછડી પટપટાવે છે ને એક બીજાને છેતરવા મથે છે. થોડા જ વખતમાં તો એ લોકો જંગલી વરૂ જેવા બની જશે.'

સૌ ખેડૂતોએ પછી એક બીજો જામ પીધો, ને એમની વાત વિશેષ નિરંકુશ, તોછડી, અને કડક બની. મશ્કરી લગાડીને મીઠી વાતો કરવાને બદલે એ લોકો હવે એકબીજાને ગાળો દેવા લાગ્યા તથા એકબીજા સામે ઘૂરકવા લાગ્યા. થોડા જ વખતમાં એણે તકરારનું રૂપ લીધું ને એક બીજાના નાક પર તેઓ મુક્કી મારવા લાગ્યા. ઘરધણી પણ આ લડાલડીમાં ભળ્યો ને એને પણ સારી રીતે મેથીપાક મળ્યો.

શયતાને આ જોયા કર્યું ને જોઇને તે અતિ મગ્ન થયો.

'પહેલા નંબરનું કામ થયું, લે,' તે બોલ્યો.

'હજી જરા વાટ જુઓ, સૌથી સરસ તમાસો તો હજી હવે આવે છે. સૌ ત્રીજો જામ પીએ ત્યાં સુધી જોયા કરો. અત્યારે એ લોકો વરૂની પેઠે હાઉ હાઉ કરે છે, પણ એક જામ વધુ પીધા પછી તેઓના હાલ ડુક્કરના જેવા થશે.'

ખેડૂતોએ ત્રીજો જામ ગટગટાવ્યો, ને તેઓ સાવ જાનવર જેવા બની ગયા. કંઇએ લેવાદેવા વિના એમણે હોહા કરી કકલાણ મચાવી મૂક્યું. આમાં કોઇ કોઇની વાત સાંભળે તો ક્યાંથી જ ?

પછી મંડળી વીખરાવા લાગી. માર્ગમાં લથડિયાં ખાતાં ખાતાં કોઇ એકલા તો કોઇ બબ્બે કે ત્રણ ત્રણની ટુકડીમાં જવા લાગ્યા. ઘરધણી એમને સૌને સત્વર વદાય કરવા બહાર આવ્યો. ત્યાં પોતે જ મોંભર એક ખાબોચિયામાં ગબડી પડયો, પગથી માથા સુધી આખે અંગે ખરડાઇ ગયો, ને ડુક્કરની પેઠે બરાડવા લાગ્યો.

આ જોઇને તો શયતાન અતિશય ખુશ થઇ ગયો.

'એલા,' તે બોલ્યો, 'તેં તો ભારે સરસ પીણું શોધી કાઢયું ! પેલા રોટલા વખતે જે થાપ ખાધી હતી તે તેં આ પીણાથી સદંતર ધોઇ નાખી છે. પણ આ પીણું કેમ બનાવ્યું એ મને કહે જોઇએ. મને લાગે છે કે પહેલાં તો તેં એમાં લોંકડીનું લોહી નાખ્યું હશે, એટલે એ લોકો લોંકડી જેવા લુચ્ચા બની ગએલા. પછી મારી અટકળ એમ થાય છે કે તેં એમાં વરુનું લોહી નાખેલું, એથી તેઓ વરૂ જેવા વિકરાળ બની ગએલા. ને પૂર્ણાહુતિમાં તેં એમાં ડુક્કરનું લોહી નાખ્યું હશે, એટલે તેઓ ડુક્કર પેઠે વર્તતા હતા.'

'ના,' દૂત બોલ્યો, 'એવી રીતે મેં નહિ બનાવેલું એ. મેં તો ફક્ત એટલું જ કર્યું કે એ ખેડૂતને જરૂર કરતાં વધુ અનાજ પેદા થાય. બધાં જાનવરનાં લોહી તો માણસમાં હમેશાં હોય જ છે; પણ જ્યાં સુધી એની આગળ બરાબર જોઇએ તેટલું જ અનાજ હોય છે, ત્યાં સુધી એ કાબૂમાં રહે છે. એટલે જ્યાં સુધી એવી સ્થિતિ હતી ત્યાં સુધી એ ખેડૂતનો છેલ્લામાં છેલ્લો રોટલાનો ટુકડો ચોરાઇ ગએલો છતાં એ કંઇ બબડેલો નહિ. પણ જ્યારે એની આગળ અનાજ વધી પડયું ત્યારે તેમાંથી

મોજમજા મળે એવા માર્ગ એણે શોધવા માંડયા, અને મેં એને એક મજા બતાવી ને તે આ દારૂ પીવાની ! ને જ્યારે ભગવાને આપેલી સારી બક્ષિસોનો દુરુપયોગ કરી અંગત મોજમજા માટે એમાંથી એ કેફી પીણું પેદા કરવા લાગ્યો, ત્યારે એનામાં મૂળથી રહેલું જે લોંકડીનું, વરુનું તથા ડુક્કરનું લોહી હતું તે બહાર પડી આવ્યું. હવે જો આમ ને આમ ઢીંચ્યા કરશેને તો એ સદાએ જાનવર જ રહેવાનો !’

શયતાને આથી પોતાના દૂતનાં વખાણ કર્યાં, એની આગળની ભૂલ માફ કરી, ને એને આગળ વધારી મોટા મરતબાની જગા આપી.

૧૮૮૬

અને એણે ઈસુને કહ્યું: નાથ, તું જ્યારે તારા ધામમાં જાય ત્યારે મને સંભારજે. એટલે ઈસુએ એને જવાબ આપ્યો: આ તને ખાતરી આપું છું, કે આજે તું મારી સાથે સ્વર્ગમાં આવવાનો.

લૂક ૨૩, ૪૨-૩.

**એક વાર** એક માણસ હતો. તે જગતમાં સિત્તેર વરસ જીવ્યો, પણ એ બધો વખત પાપાચરણમાં મશગૂલ રહ્યો. પછી તે માંદો પડ્યો, પણ ત્યારેય તેને પસ્તાવો થયો નહિ. છેક છેલ્લી ઘડીએ, મરતાં મરતાં તે રડી પડ્યો ને બોલ્યો:

'ભગવાન! ક્રોસ ઉપર પેલા ચોરને જેમ તેં માફી આપેલી, તેમ મને પણ માફી આપજે.'

તે આટલાં વેણ બોલ્યો એટલામાં તેનો જીવ શરીર છોડીને ચાલતો થયો. હવે આ પાપીને ભગવાન પર ભક્તિભાવ થએલો, ને તેની કરુણા પર તેને શ્રદ્ધા બેઠેલી, એટલે તે તો સ્વર્ગદ્વારે પહોંચ્યો, ને ત્યાંનાં બારણાં ઠોકી સ્વર્ગધામમાં પોતાને આવવા દેવા પ્રાર્થના કરવા લાગ્યો.

એટલે બારણાંની અંદરની બાજૂએથી એક અવાજ આવ્યો:

'સ્વર્ગનાં બારણાં ઠોકનાર આ કોણ આદમી છે, ને જિંદગીમાં એણે એવાં શાં કામ કરેલાં?'

પછી જવાબમાં તહોમતનામાના અમલદારનો અવાજ સંભળાયો. તેણે આ માણસનાં સઘળાં દુષ્કૃત્યો ગણાવી બતાવ્યાં, ને એકે સત્કૃત્ય એને નામે નીકળ્યું નહિ.

એટલે બારણાંની અંદરની બાજૂના અવાજે ઉત્તર આપ્યો:

'પાપીઓ સ્વર્ગધામમાં પેસી શકે નહિ. માટે ચાલ્યો જા અહીંથી.'

ત્યારે તે માણસ બોલ્યો:

'નાથ, તારો અવાજ હું સાંભળું છું, પણ તારું મોઢું હું દેખતો નથી, તેમ તારા નામની મને ખબર નથી.'

પેલા અવાજે ઉત્તર આપ્યો: 'હું ધર્મગુરુ પીટર છું.' એટલે તે પાપી બોલ્યો: 'ધર્મગુરુ પીટર! મારા પર દયા કરો. માનવી કેવું પામર છે, ને ભગવાનની કરુણા કેવી અપાર છે એ જરા યાદ કરો. તમે પોતે જ ઇસુ ભગવાનના શિષ્ય નહોતા? એમના શ્રીમુખે જ તમે ધર્મોપદેશ નહોતો સાંભળ્યો, ને એમનું જ દૃષ્ટાન્ત તમારી આગળ નહોતું ખડું? છતાં, જ્યારે એમને ગ્લાનિ થએલી, ને એમના જીવને દુઃખ થએલું, અને તેથી જાગ્રત રહી પ્રાર્થના કરવાનું તમને ત્રણ વાર કહેલું, છતાં પણ, ત્યારે તમારી આંખ ઊંઘે ઘેરાએલી હોવાથી તમે ઘોર્યા જ કર્યું ને એમણે ત્રણ વાર તપાસ કરી ને ત્રણે વાર તમે ઊંઘતા જ માલૂમ પડેલા, એ વાત જરા યાદ કરો. ત્યારે મારું પણ એવું જ થએલું. વળી તમે મરતાં સુધી વફાદાર રહેવાનું વચન આપેલું, છતાં જ્યારે એમને કૈફસ આગળ લઇ ગએલા ત્યારે તમે ત્રણ વાર નામક્કર ગએલા અને એમનો ઇનકાર કરેલો એ વાત પણ યાદ કરો. મારું પણ એવું જ થએલું. ને વળી, જ્યારે કૂકડો બોલેલો ત્યારે બહાર જઇને તમે કેવો હયાફાટ વિલાપ કરેલો એ પણ યાદ કરો. મારું પણ એવું જ થએલું. એટલે તમે તો મને દાખલ થવાની મનાઇ નહિ જ કરી શકો.'

એટલે બારણાં પાછળનો અવાજ ચૂપ થઈ ગયો.

પછી એ પાપી થોડી વાર ઊભો રહ્યો, ને વળી પાછો બારણાં ઠોકવા છતાં સ્વર્ગધામમાં પોતાને આવવા દેવાની માગણી કરવા લાગ્યો.

એટલે બારણાં પાછળ તેણે બીજો અવાજ સાંભળ્યો. એ અવાજે કહ્યું:

'આ આદમી કોણ છે ને જગતમાં એ કેવી જિંદગી જીવેલો?'

એટલે તહોમતનામાના અમલદારના અવાજે ફરી પાછાં

એ પાપીનાં સઘળાં દુષ્કૃત્યો ગણાવ્યાં, ને તેમાં એકે સત્કૃત્ય એને નામે નીકળ્યું નહિ.

આથી બારણાં પાછળના અવાજે ઉત્તર આપ્યો:

'ચાલ્યો જા અહીંથી! તારા જેવા પાપીઓને અમારી સાથે સ્વર્ગમાં રહેવાનું મળે નહિ.'

પછી તે પાપી બોલ્યો:

'નાથ, તારો અવાજ હું સાંભળું છું, પણ તને હું દેખતો નથી, તેમ તારા નામની પણ મને ખબર નથી.'

એટલે પેલા અવાજે ઉત્તર આપ્યો:

'હું રાજા ને પેગંબર ડેવિડ છું.'

એ સાંભળી પાપીને નિરાશા ન થઈ, તેમ સ્વર્ગદ્વાર છોડીને તે ચાલતો પણ ન થયો, પણ તે બોલ્યો:

'રાજા ડેવિડ, મારા પર દયા કરો! માનવી કેવું પામર છે, ને ભગવાનની કરુણા કેવી અપાર છે એ જરા યાદ કરો! તમારા પર ભગવાનના ચારે હાથ હતા, ને સર્વ માનવીઓમાં તમને એણે ઊંચામાં ઊંચી પાયરી આપી હતી. તમને બધું મળ્યું હતું: રાજ્ય, માન-આબરૂ, દોલત, સ્ત્રીઓ ને છોકરાં—એ તમારી કને હતું. છતાં તમારા મહેલના ઝરૂખા ઉપરથી એક ગરીબ આદમીની ઓરત પર તમારી નજર પડી એટલે તરત તમારા મનમાં વિકાર પેઠો ને ઉરિયાની ઓરતને તમે કબજે કરી અને ઉરિયાને તમે એમોનાઇટ્સની તરવાર વડે ઠાર કર્યો. તવંગર પુરુષ થઈને તમે એક કંગાળ માણસનું ગાડરું ઝૂંટવીને તેને ઝબે કરેલું. મેં પણ એ જ કર્યું હતું. છતાં તમે પસ્તાવો કરેલો, ને કહેલું: "મારાથી થઈ ગએલાં સ્ખલનો હું સ્વીકારું છું. ગમે તેટલું કરું તોય મારું પાપ મારી મોખરે જ રહે છે." માટે તમારા

એ શબ્દોને યાદ કરો. મારે પણ તમારા જેવું જ થયું છે, એટલે તમે તો મને દાખલ થવાની મનાઇ નહિ જ કરી શકો.'

એટલે બારણાંની અંદરની બાજૂનો અવાજ ચૂપ થઇ ગયો.

પછી એ પાપી થોડી વાર ઊભો રહ્યો, ને વળી પાછો બારણાં ઠોકવા તથા સ્વર્ગધામમાં પોતાને આવવા દેવાની માગણી કરવા લાગ્યો. એટલે બારણાં પાછળથી એક બીજા અવાજને એમ બોલતાં સાંભળ્યો કેઃ

'આ માણસ કોણ છે, ને જગતમાં એણે પોતાનું જીવન કેવી રીતે પસાર કરેલું?'

એટલે તહોમતનામાના અમલદારના અવાજે ત્રીજી વાર જવાબ આપી તે પાપીનાં સઘળાં દુષ્કૃત્યો ગણાવી બતાવ્યાં, ને એકે સત્કૃત્ય તેને નામે નીકળ્યું નહિ.

એટલે બારણાં પાછળનો અવાજ બોલ્યોઃ 'ચાલ્યો જા અહીંથી! પાપીઓ સ્વર્ગધામમાં પેસી શકે નહિ.'

એટલે તે પાપી બોલ્યોઃ

'તારો અવાજ હું સાંભળું છું, પણ તારું મોઢું હું દેખતો નથી, તેમ તારા નામની પણ મને ખબર નથી.'

'હું ઈસુ ખ્રિસ્તનો પ્રિય શિષ્ય દેવાંશી જોન છું.'

એટલે તો પાપી રાજી થઇને બોલ્યોઃ

'હવે તો મને જરૂર દાખલ થવાની પરવાનગી મળશે. પીટર ને ડેવિડે મને અંદર આવવા દેવો જોઇએ; કારણ કે માનવીની પામરતા ને ભગવાનની કરુણાનો એમને અંગત અનુભવ છે. ને તમે તો મને આવવા દેવાના જ, કેમકે તમે તો સૌ પર પ્રેમભાવ રાખો છો. પ્રભુ એ પ્રેમ છે, ને જે પ્રેમ રાખતો નથી

તે પ્રભુને પિછાનતો નથી એવું લખનાર, દેવાંશી જૉન, તમે જ નહિ ? અને, “ ભાઇઓ, પરસ્પર પ્રેમ રાખો ” એમ વૃદ્ધાવસ્થામાં માનવીઓને કહેનાર પણ તમે જ નહિ ? એટલે પછી તમે તો મને તિરસ્કારભાવથી કેમ જ જોઈ શકો ? અથવા મને હાંકી કાઢી કેમ જ શકો ? ગમે તો તમારે તમે બોલેલાં વેણનો અસ્વીકાર કરવો જોઇએ, અથવા તો મારા પર પ્રેમભાવ રાખી સ્વર્ગધામમાં મને દાખલ કરવો જોઇએ. ’

એટલે પછી સ્વર્ગનાં દ્વાર ફડાક લઈને ઊઘડી ગયાં અને જૉન એ પશ્ચાત્તાપપુનિત પાપીને ભેટી પડયો ને તેને દિવ્ય ધામમાં લઈ ગયો.

૧૮૮૬

તમે એમ કહેવાએલું સાંભળ્યું છે કે આંખને સાટે આંખ લેવી ને દાંતને સાટે દાંત લેવો: પણ મારું તમને એમ કહેવું છે કે દુષ્ટ મનુષ્યનો પ્રતિકાર ન કરવો.

—મેથ્યુ ૫-૩૮-૯

મારું કામ વેર, હું એ ભરપાઈ કરવાનો.

—રોમન ૧૨, ૧૯

# ૧

**એક વાર** એક ગરીબ ખેડૂતને ઘેર દીકરો અવતર્યો, એટલે એ રાજી થયો, ને એ બાલકના ધર્મપિતા થવા પોતાના પડોશીને કહેવા ગયો, પણ આવા નિર્ધન માણસના પુત્રના ધર્મ-પિતા થવાનું તેને ઠીક લાગ્યું નહિ, તેથી તેણે ના પાડી. પછી એ ખેડૂતે બીજા પડોશીને કહી જોયું, પણ તેણે પણ ના કહી. તે પછી બીચારો ગામમાં ઘેરેઘેર જઇ આવ્યો, પણ એના પુત્રના ધર્મપિતા થવાને કોઈ નીકળ્યું નહિ. એટલે એ બીજે ગામ જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં એને એક માણસનો ભેટો થઇ ગયો. તેણે એને અટકાવી કહ્યું:

'રામરામ ભાઈ, કેમ કયાં ચાલ્યા ?'

'ભગવાને મારા પર મહેર કરી છે,' એ ખેડૂત બોલ્યો 'ને જવાનીમાં મારી આંખ ઠારે, ઘડપણમાં મને પાળે પોષે, ને મરી ગયા પછી મારા આત્માના કલ્યાણ માટે પ્રાર્થના કરે એટલા સારુ મને એક દીકરો આલ્યો છે. પણ મારા જેવા રાંક માણસના દીકરાનો ગામમાં કોઇ ધર્મપિતા થતો નથી. એટલે તેનો ધર્મપિતા થાય એવા કોઈ આદમીને શોધવા અત્યારે પરગામ જાઉં છું.'

'એમાં શું ? હું ધર્મપિતા થઇશ' એ વટેમાર્ગુએ કહ્યું.

આથી ખેડૂત ખુશ થયો. એણે તેનો પાડ માન્યો, પણ પૂછ્યું:

'પણ ધર્મમાતા થવાનું કોને કહેવું ?'

'પેલા શહેરમાં જાઓ,' એ અપરિચિત પુરુષે કહ્યું. 'ત્યાં ચોકમાં જશો એટલે મોખરે દુકાનોવાળું એક પથ્થરનું મકાન જોશો. એમાં દાખલ થશો એટલે એ મકાનના માલિક વેપારીનાં તમને દર્શન થશે. તમારા દીકરાની ધર્મમાતા થવા એની પુત્રીને મોકલવા એને કહેજો.'

પણ ખેડૂત અચકાયો.

'એવા મોટા શાહુકાર વેપારીને મારાથી કેમ કહેવાય?' એ બોલ્યો. 'મને એ ધૂતકારી જ કાઢે, ને એની દીકરીને મારી સાથે મોકલે જ નહિ.'

'એની ચિન્તા તમારે ન કરવી. તમારે તો જઈને ફક્ત એને કહેવું, કે કાલે સવારમાં બધી સામગ્રી તૈયાર રાખજો, એટલે તમારા પુત્રના જળસંસ્કાર ને નામકરણસંસ્કાર માટે હું આવીશ.'

એટલે એ ગરીબ ખેડૂત ઘેર આવ્યો, ને પછી ગાડી જોડી પેલા વેપારી પાસે જવા નીકળ્યો ને હજુ એનો ઘોડો આંગણામાં દાખલ નહોતો થયો ત્યાં તો વેપારી પંડે બહાર આવ્યો.

'કેમ, શું કામ છે?' તેણે પૂછ્યું.

'જી, જુઓને શેઠ સા'બ' એ ખેડૂતે કહ્યું 'ભગવાને જવાનીમાં મારી આંખ ઠારે, ઘડપણમાં મને પાળે પોષે, ને મરી ગયા પછી મારા આત્માના કલ્યાણ માટે પ્રાર્થના કરે એટલા સારુ મને એક દીકરો આપ્યો છે. તો મહેરબાની કરીને આપની દીકરીને એની ધર્મમાતા થવા મોકલજો.'

'ને જળસંસ્કાર અને નામકરણસંસ્કાર ક્યારે થવાનો છે?' તે વેપારીએ પૂછ્યું.

'કાલે સવારે.'

'બહુ સારું. તમે તમારે નિરાંતે ઘેર જાઓ. કાલે સવારે પ્રાર્થનાસમયે એ તમારે ત્યાં આવી પહોંચશે.'

બીજે દિવસે ધર્મમાતા આવી, ને ધર્મપિતા પણ આવ્યો, અને એ બાળકને જળસંસ્કાર કરવામાં આવ્યો. આ પ્રમાણે ખ્રિસ્તી ધર્મની દીક્ષાવિધિ થઇ ગયા પછી તરત ધર્મપિતા ચાલ્યો

ગયો. એ કોણ હતો એની કોઇને ખબર પડી નહિ અને ફરી કદી એ જોવામાં આવ્યો નહિ.

૨

એ છોકરો તો મોટો થયો અને એનાં માબાપને આનંદ આપવા લાગ્યો. કેમકે એ મજબૂત બાંધાનો, કામકાજ કરવામાં હોંસીલો, ચાલાક, ને કહ્યાગરો હતો. દશ વર્ષનો થયો એટલે એનાં માબાપે એને વાંચતાં લખતાં શીખવા નિશાળે બેસાડયો. પણ બીજાને જે શીખતાં પાંચ વરસ લાગતાં તે એ એક જ વરસમાં શીખી ગયો. એટલે થોડા જ વખતમાં એવું બન્યું કે એને ભણવા જેવું કંઈ રહ્યું નહિ.

પછી ઈસ્ટર આવી એટલે એ છોકરો ઈસ્ટરનાં અભિનન્દન આપવા પોતાની ધર્મમાતા પાસે ગયો.

'અરે બા, અરે બાપા' ત્યાંથી પાછો ઘેર પહોંચ્યો એટલે એણે કહ્યું 'મારા ધર્મપિતા ક્યાં રહે છે ? એમને પણ મારા તરફથી મારે ઈસ્ટરનાં અભિનન્દન આપવાં છે.'

એટલે બાપે ઉત્તર આપ્યોઃ

'બેટા, તારા ધર્મપિતા બાબત તો અમને જરા પણ બાતમી નથી. અમને પોતાને પણ એ વિશે ખેદ થાય છે. તારો જળસંસ્કાર થયો તે પછી અમે એને કદી જોયા નથી, તેમ એમના વિશે કંઇ સમાચાર પણ અમને મળ્યા નથી. એ કયાં રહે છે તથા હાલ એ હયાત છે કે નહિ એની પણ અમને ખબર નથી.'

એટલે છોકરાએ પોતાનાં માબાપને પ્રણામ કર્યાં.

'બા બાપા,' એ બોલ્યો 'હું જઇને મારા ધર્મપિતાની તપાસ

કરું. એમને મારે શોધી કાઢીને ઈસ્ટરનાં અભિનન્દન આપવાં જ જોઇએ.'

એટલે એનાં માબાપે એને જવાની રજા આપી, ને એ છોકરો પોતાના ધર્મપિતાની શોધમાં નીકળી પડ્યો.

૩

છોકરો ઘેરથી નીકળી રસ્તે ચાલવા લાગ્યો. કેટલાક કલાક ચાલ્યો એટલે એને એક અપરિચિત પુરુષ મળ્યો. તેણે એને અટકાવીને કહ્યું:

'રામરામ ભાઈ, કેમ ક્યાં ચાલ્યો?'

'મારી ધર્મમાતાને મળવા ને એને મારા તરફથી ઈસ્ટરનાં અભિનન્દન આપવા ગયો'તો, ત્યાંથી ઘેર આવીને મેં મારાં માબાપને પૂછ્યું કે મારા ધર્મપિતા ક્યાં રહે છે, જેથી એમની પાસે જઇ એમને પણ અભિનન્દન આપી શકું. એટલે એમણે જવાબ આપ્યો કે "અમને તો કાંઇ ખબર નથી." એમણે તો કહ્યું કે, મારા જળસંસ્કાર થઇ ગયા કે તરત એ ચાલ્યા ગએલા, ને તેના વિશે એમને કશી માહિતી નથી; એટલું જ નહિ પણ એ હજુ હયાત છે કે કેમ એ પણ એમને માલમ નથી. પણ ધર્મપિતાનાં દર્શન કરવાની મને ઇચ્છા થઇ છે, એટલે તેમની તપાસ કરવા હું નીકળ્યો છું.'

એટલે એ અપરિચિત પુરુષે કહ્યું: 'હું જ તારો ધર્મપિતા છું.'

આ સાંભળીને એ છોકરો રાજી થયો. ઈસ્ટરનાં અભિનન્દન તરીકે પોતાના પિતાને ત્રણ બોસા દઇને એણે તેને પૂછ્યું:

'ધર્મપિતા, આપ કઇ બાજૂએ જાઓ છો? અમારી બાજૂ આવતા હો તો કૃપા કરી અમારે ઘેર પધારો. પણ જો આપ આપને ઘેર જતા હો તો મારે આપની સાથે આવવું છે.'

'તારે ઘેર આવવાનો મને અત્યારે વખત નથી' એના ધર્મ-પિતાએ કહ્યું 'મારે કેટલાંક ગામડાંમાં કામ છે, પણ આવતી કાલે હું ઘેર પહોંચીશ. તો કાલે આવીને તું મને મળજે.'

'પણ ધર્મપિતા, આપનું ઘર મને કેમ જડશે?'

'ઘેરથી નીકળીને તારે સીધું ઊગતા સૂર્યની દિશામાં જવું, એટલે ચાલતાં ચાલતાં તું એક વનમાં આવી પહોંચીશ. એ વનમાં ચાલતાં ચાલતાં એક ખુલ્લી જગા તારી નજરે પડશે. એ ખુલ્લી જગા પાસે આવે ત્યારે તારે ત્યાં બેસી જવું અને જરા વિસામો ખાઇ આજૂબાજૂ જે બને તે જોવું. વનને છેડે એક બાગ તારા જોવામાં આવશે, ને એમાં સોનાના છાપરાવાળું એક મકાન તું દેખીશ. એ મારું ઘર છે. એના દરવાજા પાસે તું જજે, એટલે હું પોતે તને લેવા ત્યાં હાજર રહીશ.'

આટલું કહીને એ ધર્મપિતા પોતાના પુત્ર આગળથી અંતર્ધાન થયો.

## ૪

એ છોકરાએ પોતાના ધર્મપિતાના કહેવા મુજબ કર્યું. એક વન આવ્યું ત્યાં સુધી એ પૂર્વ દિશામાં ચાલ્યો, ને વનમાં એણે એક ખુલ્લી જગાના મધ્યમાં એક પાઇન વૃક્ષ જોયું. એ પાઇન વૃક્ષની ડાળીએ એક દોરડું લટકતું રાખ્યું હતું અને તેને છેડે એક વૃક્ષના લાકડાનું મોટું ભારે વજનદાર ઢીમચું બાંધ્યું હતું. બરાબર આ ઢીમચાની નીચે મધથી ભરેલી એક કથરોટ મૂકેલી હતી. આ મધ અહીં શા માટે મૂક્યું હશે અને એના ઉપર લાકડાનું ઢીમચું શા માટે લટકતું રાખ્યું હશે એનો પેલો છોકરો અચરતથી વિચાર કરતો હતો એવામાં તો એણે વનમાં કંઇ

ખડખડાટ સાંભળ્યો અને તરત કેટલાંક રીંછને એ બાજૂ આવતાં જોયાં. એમાં એક રીંછણ હતી અને ચાર બચ્ચાં હતાં. સૂંઘતી સૂંઘતી રીંછણ સીધી પેલી કથરોટ પાસે પહોંચી અને તેનાં બચ્ચાં પણ પાછળ પાછળ ત્યાં આવ્યાં. રીંછણે મધમાં પોતાનું મોં નાખ્યું, ને એ પ્રમાણે મધ ખાવા પોતાનાં બચ્ચાંને પણ પાસે બોલાવ્યાં. એટલે બચ્ચાં ઝડપથી દોડતાં આવ્યાં ને મધ ખાવા લાગ્યાં. તે આ રીતે મધ ખાતાં હતાં એવામાં રીંછણે માથું મારી બાજૂએ હડસેલી મૂકેલું પેલું લાકડું પાછું આવ્યું, ને એ બચ્ચાંને તેનો ધક્કો વાગ્યો. આ જોઇ રીંછણે પોતાના પંજા વતી એ ઢીમચું ફરી હડસેલ્યું, એટલે આ વખતે તે વધુ આઘું ગયું. પણ પાછું ફર્યું ત્યારે એનો વેગ ને ધક્કો પણ એટલો જ વધુ નીવડયો, એટલે એક બચ્ચાને તે પીઠ પર ને બીજાને માથા પર વાગ્યું. આથી બચ્ચાં તો પીડાને લીધે ચીસેચીસ પાડતાં નાસી ગયાં. એટલે એમની માએ ફૂંફાડો માર્યો અને ઢીમચું પોતાના આગલા પંજાઓમાં પકડયું, અને પોતાના માથા ઉપર ખૂબ ઊંચે લઈ જઇ તેને જોરથી દૂર ધકેલી દીધું. આથી તે ઢીમચું હવામાં ઊંચે ઊછળ્યું, એટલે રીંછણનું એક બચ્ચું એકદમ કથરોટ પાસે દોડી આવી બચબચ કરતું મધ ચૂસવા લાગ્યું. બીજાં બચ્ચાં પણ નાસી ગયાં હતાં ત્યાંથી નજીક આવવા લાગ્યાં, પણ હજુ કથરોટ નજીક ન પહોંચ્યાં એટલામાં તો પેલું ઢીમચું ભારે વેગથી સૂસવાટ કરતું પાછું આવ્યું, અને મધ ચૂસતા બચ્ચાના માથામાં જોરથી અફળાયું એટલે એ બચ્ચું ત્યાં ને ત્યાં મરી ગયું. આથી એની માએ અગાઉ કરતાં પણ મોટો ફૂંફાડો માર્યો અને ઢીમચું પકડી પોતામાં હતું તેટલું બધું જોર કરીને સામી દિશામાં હડસેલી દીધું. એટલે ઝાડની જે ડાળીએ તે બાંધ્યું હતું તેથી

પણ તે ઊંચું ઊછળ્યું, ને એટલું બધું ઊંચું ચડયું કે દોરડું પણ ઢીલું પડયું. પછી રીંછણ કથરોટ પાસે પાછી આવી ને એની સાથે એનાં બચ્ચાં પણ આવ્યાં. ઢીમચું ઊંચું ને ઊંચું ચડતું ગયું, પછી ઊંચી ગતિ અટકી ગઇ અને તે નીચે ઊતરવા લાગ્યું. જેમ જેમ તે નજીક આવતું ગયું તેમ તેમ તેનો વેગ વધતો ગયો, ને આખરે અત્યંત ત્વરાથી આવી તે રીંછણના માથા સાથે અફળાયું. આથી રીંછણ નીચે ગબડી પડી, એના પગ ખેંચાવા લાગ્યા, અને એ મરણ પામી! એ જોઇ એનાં બચ્ચાં વનમાં નાસી ગયાં.

૫

છોકરો આ બધું આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો, ને પછી એણે આગળ ચાલવા માંડયું. વનમાંથી બહાર આવ્યો એટલે એક બાગ દેખાયો, ને તેની વચમાં સોનાના છાપરાવાળો એક ગગનચુંબી મહેલ જોવામાં આવ્યો. તેના દરવાજા આગળ એનો ધર્મપિતા સ્મિત કરતો ઊભો હતો. તેણે પોતાના ધર્મપુત્રને આવકાર આપ્યો ને દ્વારમાર્ગમાં થઇને એને બાગમાં લઈ આવ્યો. એ સ્થળે એ છોકરાએ જે સૌન્દર્ય ને જે આનંદ જોયાં તેનો એને અગાઉ સ્વપ્ને પણ ખ્યાલ નહોતો આવ્યો.

પછી એનો ધર્મપિતા એને મહેલમાં લઈ ગયો. ને તે મહેલ બહાર હતો તેથી પણ અંદર તો વિશેષ સુંદર હતો. ધર્મ-પિતાએ એ છોકરાને ફરી ફરીને સઘળા ખંડો દેખાડયા. દરેક ખંડ રમણીયતામાં એક એકથી ચડિયાતો હતો. એક જોઇએ ને એક ભૂલીએ એવો એક એકથી વધુ ઝાકઝમાળ પ્રત્યેક ખંડ હતો. આવા સર્વ ખંડ જોઈને અંતે તેઓ એક સીલબંધ વાસેલા દ્વાર પાસે આવ્યા.

'આ બારણું જોયું ?' એણે કહ્યું 'એને તાળું માર્યું નથી; ફક્ત સીલ જ કરેલું છે. ઉઘાડવું હોય તો એ ઉઘાડી શકાય એમ છે, પણ એ ઉઘાડવાની મારી તને મનાઈ છે. તું તારે અહીં ખુશીથી રહેજે, મોજ પડે ત્યાં જજે, ને આ સ્થળની સઘળી મજાઓ ભોગવજે. પણ મારી તને ફક્ત એક જ આજ્ઞા છે કે– એ બારણું તું ઉઘાડીશ નહિ ! ને ભૂલ્યે ચૂકયે પણ જો તું એ ઉઘાડે તો જંગલમાં તેં જે જોએલું એ યાદ રાખજે.'

આટલું કહીને એનો ધર્મપિતા ચાલતો થયો. એ ધર્મ-પુત્ર આ મહેલમાં રહ્યો, ને એમાં એનું જીવન એટલું બધું સુખમય અને આનંદપૂર્ણ હતું કે ત્યાં ખરી રીતે ત્રીસ વર્ષ રહ્યા છતાં જાણે માત્ર ત્રણ જ કલાક પોતે રહ્યો હોય એમ એને લાગ્યું. ત્રીસ વર્ષ વીતી ગયાં પછી એક દિવસ એ ધર્મપુત્ર ફરતો ફરતો પેલા સીલ મારેલા ઓરડા આગળ આવી ચડયો, ને પોતાના ધર્મપિતાએ એ ઓરડામાં દાખલ થવાની શા માટે મનાઈ કરી હશે એ વિશે એને કુતૂહલ થયું.

'અંદર ડોકિયું કરીને એમાં શું છે એ જરા જોઉં' એવો એને વિચાર આવ્યો ને એ વિચારથી એણે બારણાને ધક્કો માર્યો. આથી પેલું સીલ તરત તૂટી ગયું ને બારણું ઊઘડી ગયું. અંદર દાખલ થઇને જોયું તો એ ધર્મપુત્રને જણાયું કે અન્ય સર્વ ખંડો કરતાં આ ખંડ વિશેષ સુંદર ને ભવ્ય હતો અને એના મધ્યમાં એક સિંહાસન હતું. ખંડમાં થોડી વાર એણે આમતેમ આંટા માર્યા, ને પછી પગથિયાં ચડી તે સિંહાસન પર બેઠો. ત્યાં બેઠો એટલે તેને અઢેલીને રાખેલો એક રાજદંડ એની નજરે પડયો તે એણે પોતાના હાથમાં લીધો. જેવો એણે એ રાજદંડ હાથમાં લીધો કે તરત એ ખંડની ચારે દીવાલો એકાએક અદૃશ્ય થઇ

ગઈ. પછી એ ધર્મપુત્રે ચોપાસ જોયું તો આખું જગત અને એમાં ચાલી રહેલી સઘળી માનવપ્રવૃત્તિ એની નજરે પડી. પોતાની સંમુખ જોયું તો એણે સમુદ્ર અને તેમાં ચાલતાં વહાણો દીઠાં. પોતાની જમણી બાજૂએ જોયું તો વિચિત્ર પ્રકારની ખ્રિસ્તેતર પ્રજાઓ વસી રહી હતી એ પ્રદેશ એણે દીઠો. પોતાની ડાબી બાજૂએ જોયું તો ખ્રિસ્તી ધર્માનુયાયી છતાં રશિયન નહિ એવી પ્રજાઓ વસી રહી હતી એ પ્રદેશ એણે દીઠો. મોં પાછું ફેરવીને એણે ચોથી દિશામાં જોયું તો પોતાના જેવાં રશિયન લોકોને એણે દીઠાં.

'એક નજર નાખીને ઘેર શું બની રહ્યું છે તથા ઓણુસાલ મોલ કેવોક આવ્યો છે એ જરા જોઉં,' એ બોલ્યો.

પોતાના બાપનાં ખેતરોમાં એણે જોયું તો ઘાસની પૂળીઓના ઓઘા કરી રાખેલા એણે દીઠા. એમાંથી અનાજ પુષ્કળ મળશે કે કેમ એની તપાસ કરવાને માટે એ ઓઘા એણે ગણવા માંડયા, તો ગાડું જોડી જતા એક ખેડૂતને એણે દીઠો. રાતનો વખત હતો, એટલે એ ધર્મપુત્રે એમ ધાર્યું કે પોતાના પિતા અત્યારે રાત્રે એ અનાજ ગાડામાં ભરી લઈ જવા આવેલ હશે. પણ વિશેષ નિરખીને જોતાં એને જણાયું કે એ તો વાસિલી કુદ્રિશોફ નામનો ચોર હતો. એ ચોરે અનાજની પૂળીઓ પોતાના ગાડામાં ભરવા માંડી એટલે આ છોકરો ગુસ્સે થયો અને એકદમ બોલી ઊઠયોઃ

'અરે બાપા! આપણા ખેતરમાંથી અનાજની પૂળીઓ કોઈ ચોરી જાય છે!'

ઘોડાંને પહર ચરાવવા નીકળેલો એનો બાપ મેદાનમાં ઊંઘતો હતો તેમાંથી તે જાગી ઊઠયો.

'સપનામાં મેં જોયું કે કોઇક અનાજની પૂળીઓ ચોરી

જાય છે' જાગીને તે બોલ્યો 'એટલે ચાલ ઘોડા પર બેસી જરા તપાસ કરી આવું.'

એટલે તે ઘોડા પર સવાર થઇ પોતાને ખેતર જઇ પહોંચ્યો. ત્યાં વાસિલીને દેખી તેણે બીજા ખેડૂતોને હાક મારી મદદે બોલાવ્યા, ને બધા મળી વાસિલીને મારી, બાંધી, કેદખાનામાં લઇ ગયા.

પછી પોતાની ધર્મમાતા રહેતી હતી એ શહેરમાં એ ધર્મ-પુત્રે નજર નાખી એટલે એને જણાયું કે હવે તેનાં એક વેપારીની સાથે લગ્ન થયાં હતાં. તે ભર ઊંઘમાં પડી હતી, અને તેનો ધણી રાત્રે ઊઠીને પોતાની કોઈ માશૂકને મળવા ગયો હતો. એટલે એ ધર્મપુત્રે હાક મારીને તેને કહ્યું:

'અરે! જાગો, જાગો! તમારો ધણી તો અવળે રસ્તે ચડી ગયો છે.'

એટલે એની ધર્મમાતાએ ઝટ ઊઠીને વસ્ત્રો પહેરી લીધાં, અને પોતાનો પતિ ગયો હતો તે સ્થાન શોધી કાઢી તેની માશૂકને ઉઘાડી પાડી ભોંઠી પાડી તથા મારી અને પોતાના પતિને હાંકી કાઢ્યો.

પછી એ ધર્મપુત્રે પોતાની માતાની તપાસ કરી, તો તે પોતાના ઘરમાં ઊંઘતી હતી. એવામાં એક ચોર તેના ઘરમાં પેઠો અને તે પોતાની માલમિલકત રાખતી હતી તે પટારો તોડીને ઉઘાડવા લાગ્યો. આથી એની માતાએ જાગી ઊઠી ચીસ પાડી: એટલે એ લૂંટારાએ એક કુહાડી લઇ તેને મારી નાખવાના ઇરાદાથી વીંઝીને તેના માથામાં મારી.

આ જોઇને એ ધર્મપુત્રથી શાન્ત રહેવાયું નહિ ને એણે

પેલા લૂંટારા ઉપર પોતાના હાથમાંનો રાજદંડ ફેંકયો. એ તેને લમણામાં વાગ્યો, એટલે તત્ક્ષણ તે મરણ પામ્યો.

૬

ધર્મપુત્રે તે લૂંટારાને ઠાર કર્યો કે તરત જ દીવાલો પાછી ભિડાઇ ગઈ ને ખંડ પહેલાં હતો એવો જ પાછો થઈ ગયો.

પછી ખંડનું બારણું ઉઘડયું અને એના ધર્મપિતા દાખલ થયા. એણે પોતાના ધર્મપુત્રની પાસે આવી એનો હાથ પકડી એને સિંહાસન પરથી નીચે ઉતાર્યો.

'મારી આજ્ઞા તેં માની નથી' એણે કહ્યું 'મનાઇ કરેલી છતાં તેં આ દ્વાર ઉઘાડયું એ તારું પહેલું દુષ્કૃત્ય; સિંહાસન પર ચડી બેસી મારો રાજદંડ તેં તારા હાથમાં લીધો એ તારું બીજું દુષ્કૃત્ય; ને અત્યારે વળી આ એક ત્રીજું દુષ્કૃત્ય તું કરી બેઠો છે, અને તેને લીધે જગતમાં અનર્થની અતિવૃદ્ધિ થઇ છે. અહીં તું એક કલાક વધુ બેઠો હોત તો અડધી માનવજાતને તેં પાયમાલ કરી મૂકી હોત.'

પછી ધર્મપિતા પોતાના ધર્મપુત્રને ફરી સિંહાસન પાસે લઇ ગયો, અને પેલો રાજદંડ પોતાના હાથમાં લીધો. એટલે ફરીથી એ ખંડની દીવાલો તૂટી પડી અને સઘળું નજરે પડવા લાગ્યું. પછી ધર્મપિતા બોલ્યાઃ

'તારા બાપના તેં કેવા હાલ કર્યા એ તું જો. વાસિલી એક વરસ કેદખાનામાં રહી આવ્યો છે, એટલે ત્યાંથી એ સઘળી જાતની દુષ્ટતા શીખી આવ્યો છે, ને કદી સુધરે નહિ એવો અઠંગ લફંગો થઇ આવ્યો છે. જો, તેણે તારા બાપના બે ઘોડા ચોર્યા છે, ને અત્યારે તારા બાપના કોઠારને આગ લગાડે છે.

તારા દોઢ ડહાપણને લીધે તારા બાપ ઉપર આટલી બધી આફત તેં આણી છે.'

એ ધર્મપુત્રે પોતાના પિતાના કોઠારમાં આગના ભડકા બળતા દીઠા, પણ એના ધર્મપિતાએ એ દૃશ્ય તેની આગળથી સંકેલી લીધું, ને બીજી બાજૂ દૃષ્ટિ નાખવાનું એને કહ્યું:

'ને જો, આ રહ્યો તારી ધર્મમાતાનો ધણી' એ બોલ્યો. 'પોતાની બૈરીને તજી ચાલી નીકળ્યાને એને એક વરસ થયું છે, અત્યારે તે પારકી બૈરીઓ સાથે ચાલતો ફરે છે. તેની આગલી માશૂક તો વળી અગાઉ કરતાં પણ નીચે ને નીચે સરી પડી છે. ને તેની બૈરી ગમગીની ને દુઃખને લીધે દારૂની લતે ચડી ગઈ છે. આવા હાલ તેં તારી ધર્મમાતાના કર્યા છે.'

પછી ધર્મપિતાએ આ દૃશ્ય પણ બંધ કરી દીધું, ને પોતાના ધર્મપુત્રને એના પિતાનું ઘર બતાવ્યું. ત્યાં એણે પોતાની માતાને દીઠી. તે પોતાના પાપનો પસ્તાવો કરતી હતી અને રડતી રડતી કહેતી હતી:

'પેલી રાતે એ લૂંટારાએ મને ઠાર કરી હોત તો આ કરતાં તો સારું થાત. તો આવાં ઘોર પાપ મારે હાથે થવા વારો આવત નહિ.'

'તારી માના તેં આ હાલ કર્યા છે' ધર્મપિતાએ કહ્યું.

એણે આ દૃશ્ય પણ ઢાંકી દીધું અને એની નજર નીચેના ભાગ ભણી ખેંચી. એટલે પેલા લૂંટારાને પકડી બે ચોકીદારો કારાગૃહના આગલા ભાગમાં ઊભા હતા તે એ ધર્મપુત્રે જોયું.

પછી ધર્મપિતાએ કહ્યું:

'આણે દશ જણના જાન લીધા હતા. પોતાનાં પાપ એને પોતાને જ ધોવાનાં હતાં, પણ તેં એને ઠાર કર્યો એટલે એ પાપ

તેં તારે માથે વહોરી લીધાં છે. એનાં સઘળાં પાપની જવાબદારી હવે તારે શિરે છે. તારા પંડના તેં આવા હાલ કર્યા છે. પેલી રીંછણે લાકડાનું ઢીમચું એક વાર હડસેલેલું, એથી એનાં બચ્ચાંને ઇજા થએલી પછી બીજી વાર હડસેલેલું, એટલે એનું એક મોટું બચ્ચું એણે મારી નાખેલું, ને ત્રીજી વાર હડસેલ્યું એટલે પોતે જ મરી ગએલી. તેં પણ એવું જ કર્યું છે. હવે જગતમાં જઈને આ લૂંટારાનાં પાપ ધોઇ નાખવા હું તને ત્રીસ વરસની મહેતલ આપું છું. એ પાપો જો તું નહિ ધોઇ નાખે તો એનું સ્થાન તારે લેવું પડશે.'

'એનાં પાપ મારે કેવી રીતે ધોવાં' ધર્મપુત્રે પૂછ્યું.

એટલે ધર્મપિતાએ ઉત્તર આપ્યોઃ

'અહીંથી જઇને સીધો ઊગતા સૂર્ય ભણી ચાલવા માંડ' ધર્મપિતાએ કહ્યું 'એટલે કેટલાક વખત પછી એક ખેતર આવશે ને એમાં કેટલાક માણસો હશે. એ લોકો જે કરી રહ્યા હોય તે તું નિરખજે, અને તને આવડતું હોય તે એમને શીખવજે. પછી પાછો આગળ ચાલવા માંડજે અને જે નજરે પડે તે લક્ષમાં રાખજે. ચોથે દિવસે તું એક જંગલમાં આવી પહોંચીશ. એ જંગલની વચ્ચે એક ગુફા છે, ને એ ગુફામાં એક સંત વસે છે. તે તને તારે શું કરવું એ શીખવશે. એ કહે તે બધું જ્યારે તું કરી રહીશ ત્યારે તારાં પોતાનાં તેમ પેલા લૂંટારાનાં પાપો ધોવાઇ જશે.'

આમ કહીને ધર્મપિતા પોતાના ધર્મપુત્રને બાગના દરવાજા બહાર મૂકી આવ્યો.

૭

ધર્મપુત્ર પોતાને રસ્તે પડ્યો, ને ચાલતાં ચાલતાં વિચારવા લાગ્યોઃ

'હવે, દુનિયાની અંદરથી દુષ્ટતાનો રીતે વિનાશ

કરવો ? દુષ્ટતાનો વિનાશ તો દુષ્ટ લોકોને દેશનિકાલ કરીએ, કે કેદખાનામાં પૂરી રાખીએ, અથવા એમને મૃત્યુદંડ દઈએ તો થાય. ત્યારે પછી બીજાનાં પાપ મારે શિરે વહોરી લીધા વિના દુષ્ટતાનો વિનાશ મારે શી રીતે કરવો ?'

ધર્મપુત્રે આ બાબત ઉપર લાંબા વખત સુધી વિચાર કર્યા કર્યો, પણ કશા નિર્ણય ઉપર એ આવી શક્યો નહિ. એણે એમ ને એમ ચાલ્યા કર્યું, એટલે એક ખેતર આવ્યું. એ ખેતરમાં મોલ ધાટો ને સરસ ઊભો હતો, ને લણવા લાયક થઇ ગયો હતો. ધર્મપુત્રે જોયું કે એ મોલમાં એક વાછરડું ભરાઇ ગયું હતું. નજીક ઊભેલા કેટલાક માણસોએ તે જોયું, એટલે ઘોડા પર સવાર થઈ તેમણે પાક ઊભો હતો તેની અંદર થઈને તે વાછરડા પાછળ આમથી તેમ દોડાદોડ કરવા માંડી. જ્યારે જ્યારે તે વાછરડું મોલાતમાંથી બહાર નીકળવા જાય ત્યારે ત્યારે કોઈ ઘોડો દોડાવતું ત્યાં આવી પહોંચે, એટલે વાછરડું ભડકીને પાછું વળે, અને એ લોકો પણ મોલ પગ તળે કચરતાં કચરતાં તેની પાછળ હડી કાઢે. રસ્તા ઉપર એક બાઇ બૂમો પાડતી ઊભી હતી.

'બધા તગડીતગડીને મારા વાછરડાને મારી નાખશે' તે બોલી.

એટલે ધર્મપુત્રે ખેડૂતોને કહ્યું:

'અરે, આ શું કરવા માંડયું છે ? તમે બધા એ ખેતરમાંથી બહાર નીકળો. પછી આ બાઇ પોતાના વાછરડાને બોલાવી લેશે.'

માણસોએ એનું કહ્યું માન્યું. પછી બાઇ ખેતરને શેઢે આવી વાછરડાને બોલાવવા લાગી: 'આવ, એલા ભૂરિયા, આવ અહીં' એમ તે બોલી, એટલે વાછરડાએ તેના કાન માંડયા, થોડી વાર ધ્યાન દઇને સાંભળી રહ્યો, ને પછી તે બાઇ ઊભી હતી એ દિશામાં પોતાની મેળે દોડતો આવ્યો, ને આવીને તેના

પાલવમાં પોતાનું માથું સંતાડી દીધું; એટલે તેના હડસેલાથી બાઇ પડતી પડતી માંડ બચી. આથી બધા માણસો રાજી થયા, બાઈ પણ રાજી થઈ, અને પેલો વાછરડો પણ રાજી થયો.

ધર્મપુત્રે તો ત્યાંથી પણ આગળ ચાલવા માંડયું, ને એ વિચારવા લાગ્યોઃ

'હવે મને સમજાય છે કે દુષ્ટતાથી તો દુષ્ટતાનો જ ફેલાવો થાય છે. દુષ્ટતાને હાંકી કાઢવા માણસો જેમ જેમ વિશેષ યત્નો કરે છે, તેમ તેમ દુષ્ટતામાં વૃદ્ધિ થતી જાય છે. એટલે એમ લાગે છે કે દુષ્ટતાનો વિનાશ દુષ્ટતાથી તો ન થઇ શકે. પણ બીજા કયા રસ્તે એનો વિનાશ થઇ શકે, એ મને હજુ સૂઝતું નથી. પેલો વાછરડો પોતાની માલિક બાઇના સાદને આધીન થયો, એટલે બધું સવળું ઊતર્યું. પણ જો એ આધીન ન થયો હોત તો ખેતરમાંથી એને શી રીતે અમે બહાર કાઢત?'

ધર્મપુત્રે ફરી વિચાર કરવા માંડયો, પણ કશા નિર્ણય પર એ આવી શકયો નહિ. એટલે એમ ને એમ એણે આગળ ચાલવું જારી રાખ્યું.

## ૮

આગળ ચાલતાં ચાલતાં એક ગામડું આવ્યું. તે ગામને છેક છેડે જઇ એ ઊભો રહ્યો ને ત્યાં રાતવાસો કરવાની રજા માગી. ઘરમાં બાઇ એકલી હતી અને ઘર સાફ કરતી હતી, તેણે અંદર આવવા કહ્યું. એટલે ધર્મપુત્ર અંદર દાખલ થયો, ને ઇંટની બનાવેલી ભઠ્ઠી પર પોતાનું આસન જમાવી બાઇ શું કરે છે એ જોવા લાગ્યો. એણે જોયું કે બાઇ ઓરડો સાફ કરી રહી હતી,

અને હવે ટેબલ સાફ કરવા માંડતી હતી. ટેબલ સાફ કરી એક ગંદા લૂગડા વડે તે ટેબલ લૂછવા લાગી. ટેબલની એક એક બાજૂ તેણે લૂછી નાખી, છતાં તે બરાબર સ્વચ્છ થયું નહિ. કેમકે લૂગડું મેલું હતું, એટલે મેલના ડાઘ રહેતા હતા. પછી તેણે બીજી બાજૂથી લૂછવા માંડયું, એટલે આગલા ડાઘ અદૃશ્ય થયા, પણ એની જગાએ નવા ડાઘ દેખાવા લાગ્યા. એ મેલા લૂગડાને લીધે ટેબલ ઊજળું થતું જ નહોતું: એક ડાઘો લુછાઇ જાય તો એને સ્થાને નવો આવીને ઊભો જ રહે એવું થતું હતું. થોડી વાર સુધી તો પેલો છોકરો આ બધું મૂંગો મૂંગો જોઈ રહ્યો, પણ પછી બોલ્યો:

'આ શું કરો છો, બહેન ?'

'કેમ, જોતો નથી કે તહેવાર આવ્યા છે એટલે બધું સાફસૂફ કરું છું ? બધું સાફ થયું, પણ આ ટેબલ સાફ કરવું ફાવતું નથી. ગમે એટલું ઘસું તો ય એ ચકચકતું થતું નથી. હવે તો હું સાવ થાકી ગઇ.'

'લૂગડા વતી ટેબલ લૂછો' એ ધર્મપુત્ર બોલ્યો 'એ પહેલાં તમારે એ લૂગડું ધોઈને સાફ કરવું જોઇએ.'

બાઈએ એમ કર્યું એટલે ટેબલ તરત સાફ થઈ ગયું.

'સૂચના બદલ તારો પાડ' બાઇ બોલી.

સવારમાં બાઇની રજા લઇ એ પોતાને રસ્તે પડયો. કેટલુંક ચાલ્યા પછી એક વનના પ્રાન્તભાગ આગળ એ આવી પહોંચ્યો. ત્યાં એણે કેટલાક ખેડૂતોને દીઠા. તેઓ લાકડું વાળી તેના પૈડાના પાટા બનાવતા હતા. વિશેષ નજીક આવતાં એ ધર્મપુત્રને જણાયું કે એ લોકો ચક્કર ચક્કર ફરતા હતા, પણ લાકડું એમનાથી વાળી શકાતું નહોતું.

ત્યાં ઊભા રહીને એણે જોયા કર્યું એટલે એને માલૂમ પડયું કે જે ઢીમચા સાથે પેલો લાકડાનો ટુકડો લગાડેલો હતો તે ઢીમચું ઠેરાવીને સ્થિર કરેલું નહોતું, તેથી પેલા માણસો જેમ ચક્કર ચક્કર ફરતા હતા તેમ એ ઢીમચું પણ તેમની સાથે ચક્કર ચક્કર ફરતું હતું. આ જોઇ ધર્મપુત્રે કહ્યું:

'શું કરો છો, ભાઇઓ?'

'કેમ, જોતો નથી કે અમે પૈડાના પાટા તૈયાર કરીએ છીએ! આ લાકડાને અમે બે વાર તપાવ્યું, ને હવે તો છેક થાકી ગયા, તો ય તે હજુ વળતું નથી.'

'પણ ભાઇઓ, પહેલાં તમારે ઢીમચું ઠેરાવીને સ્થિર કરવું જોઈએને? નહિ તો તમારી સાથે એ પણ ગોળગોળ ફર્યા કરશે.'

પછી ખેડૂતોએ એની સલાહ માનીને ઢીમચું સ્થિર કર્યું, એટલે એમનું કામ સરળતાથી આગળ ચાલ્યું.

એ રાત ધર્મપુત્રે એમની સાથે ગાળી, ને પછી આગળ ચાલવા માંડયું. આખો દિવસ ને આખી રાત એણે ચાલ્યા કર્યું ને પરોઢિયું થવાને થોડી વાર હતી એ વખતે ઢોરના કેટલાક વેપારીઓ પડાવ નાખીને રહ્યા હતા તે જગાએ એ આવી પહોંચ્યો. ત્યાં આવી વેપારીઓની પડખે એ સૂતો. ત્યાં એણે જોયું કે એમનાં સઘળાં ઢોર ત્યાં બેઠાં હતાં. ને એ લોકો દેવતા સળગાવવા મથતા હતા. એમણે કેટલાંક સૂકલ કરગઠિયાં એકઠાં કર્યાં હતાં તે એમણે સળગાવ્યાં, પણ એ કરગઠિયાં પૂરાં જગી જાય એ પહેલાં તો એની ઉપર લીલાં ઝાંખરાં નાખી દેવતાને એ લોકો ધૂંધવી દેતા હતા. એટલે એ લીલાં ઝાંખરાંમાંથી સૂસવાતો અવાજ નીકળતો, ને દેવતા ધુમાઇને બુઝાઈ જતો. આથી એ વેપારીઓ બીજાં વધુ સૂકલ કરગઠિયાં લઈ આવ્યા, એ સળગાવ્યાં, ને ફરી

પાછાં એની ઉપર પેલાં લીલાં ઝાંખરાં મૂકયાં એટલે વળી પાછો દેવતા બુઝાઇ ગયો. આમ એમણે લાંબા વખત સુધી માથાકૂટ કર્યા કરી, પણ દેવતા સળગ્યો નહિ. એટલે ધર્મપુત્ર બોલ્યોઃ

‘ બહુ ઉતાવળ કરીને લીલાં ઝાંખરાં ઝટ ઝટ મૂકો મા. પહેલાં તો સૂકલ કરગઠિયાંને બરાબર જાગી જવા દો, પછી ઉપર કંઈ મૂકવું હોય તે મૂકજો. એક વાર દેવતા બરાબર પડે એટલે પછી ઉપર જેટલાં ઝાંખરાં નાખવાં હોય તેટલાં નાખી શકશો.’

એ લોકોએ એની સૂચના માની. દેવતાને બરાબર સળગી પહેલાં મોટો ભડકો થવા દીધો ને પછી જ પેલાં ઝાંખરાં એની ઉપર નાખ્યાં એટલે તે પણ જાગી ઊઠયાં ને એકદમ ભડભડ બળતું મોટું તાપણું થઈ ગયું.

ધર્મપુત્ર એમની સાથે થોડીવાર રહ્યો, ને પછી પાછો રસ્તે પડયો. પોતે જોએલી ત્રણ બાબતોનો અર્થ શો તે વિશે કૌતુકથી વિચાર કરતો એ આગળ ચાલ્યો, પણ એને કશી ગમ પડી નહિ.

## ૯

**એ** આખો દહાડો એ ધર્મપુત્રે ચાલ્યા કર્યું, ને સાંજે એ એક બીજા જંગલમાં આવી પહોંચ્યો. એ જંગલમાં એણે એક સંતની ગુફા દેખી, એટલે ત્યાં જઇ તેનાં દ્વાર એણે ખખડાવ્યાં.

‘કોણ છે ?’ અંદરથી અવાજ આવ્યો.

‘ એક મહાપાપી પુરુષ ’ ધર્મપુત્રે ઉત્તર આપ્યો. ‘ મારે અન્યનાં તેમ પંડનાં પાપો ધોવાનાં છે. ’

આ સાંભળી સંત બહાર આવ્યા.

‘ અન્યના વતી તારે કયાં પાપો ધોવાનાં છે ? ’

એટલે ધર્મપુત્રે તેને સઘળી હકીકત જણાવી. પોતાના ધર્મપિતા, પેલી રીંછણ ને તેનાં બચ્ચાં, સીલબંધ વાસેલા ખંડમાંનું સિંહાસન, પોતાના ધર્મપિતાએ આપેલી આજ્ઞાઓ, તેમ મોલાત કચરતાં હડી કાઢતાં ખેડૂતો, ને પોતાની માલિક બાઈના બોલાવવાથી દોડી ગએલ વાછરડો એ બધાં વિશે એણે યથેતિ વાત કરી.

'દુષ્ટતાથી દુષ્ટતાનો વિનાશ કોઇ ન કરી શકે એટલું તો હું સમજી શક્યો છું' એ બોલ્યો, 'પણ તો પછી બીજી શી રીતે એનો વિનાશ કરવો એ મને સમજાતું નથી, તો એ વસ્તુ મને શીખવો.'

'માર્ગમાં તેં બીજું શું દીઠું એ તું મને પહેલાં કહે,' સંતે કહ્યું.

એટલે ધર્મપુત્રે ટેબલ લૂછતી બાઈની, ગાડાંનાં પૈડાં બનાવતા માણસોની તથા દેવતા સળગાવતા પશુવિક્રેતાઓની તેને વાત કરી.

સંતે એ બધી વાત ધ્યાન આપીને સાંભળી, પછી પોતાની ગુફામાં જઇ એક જૂની ને ખાણ પડેલી કુહાડી લઈ આવ્યો.

'મારી સાથે ચાલ' તેણે કહ્યું.

બન્ને કેટલેક સુધી ગયા એટલે સંતે એક ઝાડ બતાવ્યું.

'આ કાપી નાખ' તેણે કહ્યું.

એટલે ધર્મપુત્રે તે કાપીને નીચે પાડયું.

'હવે એના કાપીને ત્રણ ભાગ કર' સંતે કહ્યું.

ધર્મપુત્રે એ ઝાડ કાપીને તેના ત્રણ ટુકડા કર્યા. સંત પાછો પોતાની ગુફામાં ગયો ને ત્યાંથી થોડાં સળગતાં લાકડાં લઈ આવ્યો.

'એ ત્રણે ટુકડાને ચેતાવ' તેણે કહ્યું.

તેના કહેવા પ્રમાણે ધર્મપુત્રે દેવતા સળગાવી એ ત્રણે ટુકડા બાળ્યા. આખરે તેનાં ત્રણ બળી ગએલાં ઠૂંઠાં રહ્યાં.

'હવે એ ત્રણેને આ પ્રમાણે ભોંયમાં અડધાં રોપ.'

ધર્મપુત્રે બતાવ્યા પ્રમાણે કર્યું.

'જો, પર્વતની તળેટીમાં પેલી નદી વહે છે, એમાંથી તારા મોંમાં ભરી પાણી લાવજે ને આ ઠૂંઠા પર તે સીંચજે. આ ઠૂંઠાને તારે પેલી બાઇને તેં શીખવેલું એ રીતે પાણી પાવું; આને પેલા પૈડાં બનાવનારાઓને શીખવેલું એ રીતે પાવું, અને આને પેલા પશુવિક્રેતાઓને શીખવેલું એ રીતે પાવું. એ ત્રણેનાં જ્યારે મૂળ બાઝે ને આ બળી ગએલાં ઠૂંઠાંમાંથી જ્યારે સફરજનનાં ઝાડ ઊગે ત્યારે માણસમાં રહેલી દુષ્ટતાનો કેવી રીતે નાશ કરવો એની તને ખબર પડશે ને ત્યારે તારાં પાપ પણ ધોવાઇ જશે.'

આમ કહીને સંત પોતાની ગુફામાં ગયો. ધર્મપુત્રે લાંબા વખત સુધી વિચાર કર્યા કર્યો, પણ સંતનું વક્તવ્ય એ સમજી શકયો નહિ; છતાં તેના કહેવા પ્રમાણે એણે કરવા માંડયું.

૧૦

ધર્મપુત્ર નદીએ ગયો, ત્યાં પોતાના મોંમાં પાણી ભર્યું, ને તે પેલાં બળેલાં ઠૂંઠાંમાંથી એક પર ઠાલવ્યું. આમ એણે ઘણી વાર કર્યું, ને એ રીતે એણે તે ત્રણે ઠૂંઠાંને પાણી પાયું. જ્યારે એને ભૂખ લાગી ને થાકીને લોથ થઇ ગયો ત્યારે વૃદ્ધ સંત પાસે કંઇક ખાવાનું માગવા ગુફામાં ગયો. ગુફાનું બારણું ઉઘાડીને જુએ છે તો એક બાંકડા પર તે વૃદ્ધ પુરુષને નિર્જીવ દશામાં પડેલો દીઠો. પછી ધર્મપુત્રે ત્યાં એટલામાં ખોરાકની તપાસ કરી તો એને થોડો સૂકો રોટલો મળ્યો. તેમાંથી જરા એણે ખાધો. પછી એક કોદાળી લઇ એણે તે સંતની કબર ખોદવા માંડી. રાતના વખતે એણે પાણી આણીને પેલાં ઠૂંઠાંને પાયું, ને દિવસના વખતે પેલી કબર ખોદી. એ કબર ખોદી રહ્યો ને સંતના

શબને તેમાં પધરાવવાની તૈયારી કરતો હતો એવામાં એ વૃદ્ધ પુરુષને માટે ખોરાક લઈને કેટલાક માણસો બાજૂના ગામમાંથી આવ્યાં.

વૃદ્ધ સંત ગુજરી ગયાના ને ધર્મપુત્રને આશીર્વાદ આપી પોતાને સ્થાને મૂકતા ગયાના સમાચાર લોકોએ સાંભળ્યા. એટલે તેમણે એ વૃદ્ધ જનને દફનાવ્યો, પોતે આણેલ રોટલા ધર્મપુત્રને આપ્યા, ને બીજા આણી આપવાનું વચન આપી તેઓ ચાલ્યાં ગયાં.

ધર્મપુત્ર તે વૃદ્ધ પુરુષના સ્થાનમાં રહ્યો. લોકોએ આણી આપેલા ખોરાક પર ગુજારો કરતો ને સંતના કહેવા પ્રમાણે પોતાના મોંમાં પાણી ભરી લાવી બળેલાં ઠૂંઠાંને પાતો એ ત્યાં રહ્યો.

આ રીતે એ ત્યાં એક વરસ રહ્યો ને ઘણાં માણસો એનાં દર્શને આવવા લાગ્યાં. પોતાના આત્માના કલ્યાણ અર્થે વનમાં વસનાર ને પર્વતની તળેટીમાંથી મોંમાં પાણી આણી બળેલાં ઠૂંઠાંને પાનાર પવિત્ર પુરુષ તરીકે એની ખ્યાતિ આજૂબાજૂ પસરી. એટલે એનાં દર્શન કરવા લોકો ટોળે મળવા લાગ્યાં. તવંગર વેપારીઓ વાહનમાં બેસી કિંમતી ભેટો લઇ એની પાસે આવવા માંડ્યા. પણ તેમાંથી છેક અનિવાર્ય અગત્યની વસ્તુઓ જ એ પોતાને માટે રાખતો ને બાકીનું બધું ગરીબગુરબાને આપી દેતો.

અડધો દિવસ મોંમાં પાણી ભરી લાવી પેલાં ઠૂંઠાં પર સીંચવામાં ગાળે અને બાકીનો ભાગ આરામ લેવામાં તથા લોકોને મળવા હળવામાં ગાળે. એ રીતે એ ધર્મપુત્ર રહેવા લાગ્યો અને એને થવા લાગ્યું કે દુષ્ટતાનો નાશ કરવા તથા પોતાનાં પાપો ધોવાનો એને બતાવવામાં આવેલો માર્ગ આ જ છે.

આ રીતે એણે બે વરસ ગાળ્યાં ને તેમાં એક પણ દહાડો પેલાં ઠૂંઠાંને પાણી પાવાનું એ ચૂક્યો નહિ. છતાં તેમાંથી એકે ઠૂંઠાને નવા અંકુર ફૂટ્યા નહિ.

એક દિવસ એ પોતાની ગુફામાં બેઠો હતો એવામાં કોઇને ઘોડેસવાર થઈ ગીત લલકારતાં લલકારતાં બાજૂમાં થઇને નીકળતો એણે સાંભળ્યો. એટલે તે કઈ જાતનો માણસ છે એ જોવા ધર્મપુત્ર બહાર આવ્યો. બહાર આવીને જોયું તો એને જણાયું કે તે મજબૂત બાંધાનો જુવાન પુરુષ હતો, તેણે સરસ કપડાં ધારણ કર્યાં હતાં અને સુંદર જીનવાળા એક ઉમદા ઘોડા પર તેણે સવારી કરી હતી.

ધર્મપુત્રે તેને અટકાવ્યો, ને એ કોણ છે ને કયાં જાય છે, એ વિશે પ્રશ્ન પૂછ્યો.

'હું લૂંટારો છું' લગામ ખેંચી તેણે જવાબ આપ્યો, 'ઘોડેસવાર થઇ ધોરી રસ્તા પર ફરવું ને લોકોના જાન લેવા એ મારો ધંધો, અને જેટલા વધારે જાન લઉં તેટલો વધારે ગુલતાન થઇને ગાયન લલકારું એ મારો રિવાજ.'

ધર્મપુત્રને તો ત્રાસથી કમકમાં આવ્યાં ને એને મનમાં થયુંઃ

'આવા માણસમાંથી દુષ્ટતાનો નાશ શી રીતે કરી શકાય? જેઓ પોતાની મેળે મારી પાસે આવી પોતાના દોષો કબૂલ કરે એમને બોધ આપવાનું કામ સહેલું છે. પણ આ તો પોતાનાં પાપોને માટે બડાઈ હાંકે છે.'

એટલે એ કંઈ બોલ્યા વિના પાછો ફર્યો ને વિચારવા લાગ્યોઃ

'હવે મારે શું કરવું? આ ધાડપાડુ રોજ ઊઠીને અહીં ઘોડો દોડાવશે. એટલે બધાં માણસોને ફાળ પડશે. પછી તેઓ મારી પાસે આવતાં બંધ થઇ જશે એટલે એમને ભારે નુકસાન થશે ને મને પણ જીવનમાં પછી શું કરવું તેની સૂઝ નહિ પડે, તથા મારા નિર્વાહની પણ પંચાત પડશે.'

એટલે ધર્મપુત્ર વળી પાછો આવ્યો ને લૂંટારાને કહેવા લાગ્યોઃ

'અહીં મારી કને લોકો આવે છે એ કંઈ પોતાનાં પાપની બડાઇ હાંકતાં નથી, પણ તેનો પસ્તાવો કરી ક્ષમાની યાચના કરે છે. માટે જો ભગવાનનો ડર હોય તો તું પણ તારાં પાપનો પસ્તાવો કર. ને તારા હૈયામાં પસ્તાવાને સ્થાન ન હોય તો પછી અહીંથી ચાલતો થા ને હવે પછી કોઇ વાર પણ અહીં આવીશ મા. મફતનો તું મને પજવીશ નહિ તેમ મારી પાસે આવનાર લોકોને ભડકાવી મારીશ નહિ. મારાં આ વેણ જો લક્ષમાં ન લીધાં તો ભગવાન તને સજા કરશે.'

આ સાંભળી લૂંટારો હસી પડયોઃ

'ભગવાનનો મને ભો નથી ને તારાં વેણ હું સાંભળવાનો નથી. તું કાંઇ મારો માલિક નથી,' તે બોલ્યો 'તું તારા ધર્મ-ધ્યાનથી તારો ગુજારો કરે છે, તો હું મારી લૂંટથી મારો ગુજારો કરું છું. સૌએ ગુજારો કરવાનો છે. તારી પાસે ઘરડી ડોશીઓ આવતી હોય એને તું તારે બોધ આપજે, મને બોધ આપવા જેવું તારે કંઈ છે નહિ. ને આજે તેં મારા આગળ ભગવાનની વાત ઉચ્ચારી એટલે કાલે બે વધુ માણસના જાન હું લેવાનો. તને પણ હું મારી નાખત, પણ હાલ તરત તારા લોહીથી મારા હાથ ખરડવાની મારી મરજી નથી. માટે હવે પછીથી સાવચેત રહેજે ને મારા મારગમાં વચ્ચે આવતો નહિ!'

આવી ડરામણી બતાવી એ લૂંટારે પોતાનો ઘોડો મારી મૂકયો. પછી તે કોઈ દહાડો દેખાયો નહિ, એટલે ધર્મપુત્રે બીજાં આઠ વરસ શાંતિમાં ગાળ્યાં.

## ૧૧

એક વાર રાત્રે ધર્મપુત્ર પોતાનાં ઢૂંઠાને પાણી પાઇ ગુફામાં આવી થાક ખાવા બેઠો. બેઠા બેઠા કોઈ દર્શનાર્થીના આગમન વિશે તર્કવિતર્ક કરતો પગથી પર જોઇ રહ્યો, પણ તે દિવસે કોઇ ત્યાં ડોકાયું નહિ. એટલે એ એકલો બેસી રહ્યો ને એને બધું સૂનું સૂનું અને ગમગીન લાગ્યું. આથી એ પોતાના ભૂતજીવન વિશે વિચાર કરવા લાગ્યો. પેલા વાટપાડુએ એને ધર્મધ્યાન વડે ગુજારો કરવા બાબત ટોણો માર્યો હતો એ વાત એને યાદ આવીઃ એટલે પોતાના જીવનપ્રકાર વિશે એણે વિચાર કરવા માંડયોઃ 'મને તે સંત પુરુષે આજ્ઞા કરેલી એ પ્રમાણેનું જીવન તો હું નથી ગાળતો' એમ એને થયું. 'સંતે મને તપ કરવાનું કહેલું, ને મેં તો એમાંથી આજીવિકા ને કીર્તિની કમાણી કરવા માંડી છે અને એમાં એટલો બધો લપટાઇ ગયો છું કે આજે લોકો મારાં દર્શને ન આવ્યાં એટલે મને બધું સૂનું સૂનું લાગે છે ને ક્યાંયે ચેન પડતું નથી. એ લોકો આવે છે ત્યારે મને આનંદ થાય છે તેનું કારણ મારી પવિત્રતા ને ધાર્મિકતાનાં એ લોકો વખાણ કરે છે એ છે. આવી રીતે કંઇ માણસે જીવન ગાળવું ન ઘટે. પ્રશંસાના મોહને લીધે હું અવળે રસ્તે ચડી ગયો છું. એટલે મારાં જૂનાં પાપો ધોવાનાં હતાં એ તો એમનાં એમ રહ્યાં ને ઊલટાં એમાં નવાં ઉમેરાયાં છે. તેથી અહીંથી હવે તો અરણ્યના બીજા ભાગમાં જાઉં, જ્યાં લોકોને મારો પછી પત્તો જ લાગે નહિ. ને ત્યાં જઈ પછી એવું જીવન ગુજારું કે જેથી મારાં જૂનાં પાપ ધોવાઈ જાય ને નવાં બિલકુલ થાય નહિ.'

આવો નિશ્ચય કરીને ધર્મપુત્ર એક થેલીમાં સૂકા રોટલા ભરી લીધા ને એક હાથમાં કોદાળી લઈ ગુફામાંથી એ ચાલતો થયો.

કોઇ એકાન્ત સ્થળમાં એક નાનકડું વહેળિયું હતું તેની એને ખબર હતી. ત્યાં એક ભોંયરું ખોદી લોકોથી દૂર વસવાની એની ઇચ્છા હતી; એટલે એણે એ વહેળિયા તરફ ચાલવા માંડયું.

થેલી ને કોદાળી લઈ એ ચાલ્યો જતો હતો એવામાં પેલા લૂંટારાને પોતાના ભણી આવતો એણે જોયો. તેને જોઇ ધર્મપુત્રને ફાળ પડી. એટલે ઝટ નાસી છૂટવા એણે દોડવા માંડયું. પણ લૂંટારાએ એને પકડી પાડયો.

'ક્યાં ચાલ્યો ?' લૂંટારાએ પૂછયું.

એટલે ધર્મપુત્રે કહ્યું કે વસતીમાંથી છૂટવાની ને જ્યાં કોઇ ન આવી શકે એવા એકાન્ત સ્થળે વસવાની મારી ઇચ્છા છે. આ સાંભળીને લૂંટારાને આશ્ચર્ય થયું.

'લોકો દર્શને નહિ આવે તો પછી નિર્વાહ કેમ ચાલશે ?' તેણે પૂછયું.

ધર્મપુત્રે આ બાબતનો વિચાર સરખોય કર્યો નહોતો, પણ લૂંટારાનો સવાલ સાંભળી એને સ્મરણ થયું કે ખોરાક વિના તો નહિ ચાલે.

'ભગવાન આપશે એનાથી ચલાવીશ ' એણે જવાબ આપ્યો.

લૂંટારો કંઈ બોલ્યો નહિ, ને ચાલતો થયો.

'એ આવું જીવન ગુજારી રહ્યો છે તે વિશે મેં એને કેમ કંઇ કહ્યું નહિ ?' ધર્મપુત્રને મનમાં થયું. 'કદાચ હવે એ પસ્તાવો કરે. આજે એનો મિજાજ ઠેકાણે લાગે છે, ને મારો જાન લેવાની ધમકી આજે એણે આપી નથી.' આવો વિચાર કરીને એણે હાક મારી લૂંટારાને બોલાવ્યો.

'તારાં પાપનો તારે હજી પસ્તાવો કરવાનો છે, હો. ભગવાન આગળથી તું કંઇ છટકવા પામે એમ નથી.'

એટલે લૂંટારાએ પોતાનો ઘોડો પાછો વાળ્યો, ને કમરેથી છરો કાઢી એ સંતને બતાવી મારી નાખવાની ડરામણી દીધી. આથી સંત બી ગયો, ને અરણ્યમાં દૂર દૂર નાસી ગયો.

લૂંટારો એની પાછળ પડયો નહિ, પણ બૂમ પાડીને બોલ્યોઃ

'ડોસા, મેં તને બે વાર જવા દીધો છે, પણ હવે જો મારા મારગમાં વચ્ચે આવ્યો છેને તો તરત મારી નાખીશ!'

આટલું બોલી તેણે ઘોડો દોડાવી મૂકયો. સાંજે જ્યારે ધર્મ-પુત્ર પોતાના ઠૂંઠાને પાણી પાવા ગયો ત્યારે એક ઠૂંઠાને અંકુર ફૂટેલો દીઠો! તેમાંથી એક નાનકડું સફરજનનું ઝાડ ઊગવા માંડયું હતું.

૧૨

કોઈ ન દેખે એવે ગુપ્ત સ્થળે નિવાસ કર્યા પછી ધર્મપુત્ર સાવ એકલો રહેવા લાગ્યો. પોતાની સાથે લીધેલા રોટલાનો સંગ્રહ ખૂટયો એટલે એણે વિચાર કર્યોઃ 'હવે જઇને ખાવા માટે કંઇક કંદમૂળ વીણી આવું.' પણ થોડેક ગયો એટલામાં એક ઝાડની ડાળીએ સૂકા રોટલાની એક થેલી લટકતી એણે દીઠી. એણે તે લઇ લીધી, ને એ ચાલી ત્યાંસુધી તેનાથી નિર્વાહ ચલાવ્યો.

જ્યારે તે એમાંના બધા રોટલા ખાઈ ગયો ત્યારે એ જ ડાળી પર એવી એક બીજી થેલી લટકતી એણે દેખી. આ રીતે એનું ગુજરાન તો ચાલવા લાગ્યું, ને એને હવે ભય માત્ર પેલા લૂંટારાનો જ રહ્યો. જ્યારે જ્યારે તે લૂંટારાના પસાર થવાનો અવાજ એ સાંભળતો ત્યારે ત્યારે એ સંતાઈ જતો ને એના મનમાં થતુંઃ

'મારાં પાપ ધોવાનો વખત મળે એ પહેલાં કદાચ એ મને મારી નાખે!'

આ રીતે એણે બીજાં દસ વરસ પસાર કર્યાં. સફરજનનું પેલું એક ઝાડ મોટું થવા માંડયું, પણ બીજાં બે ઠૂંઠાં તો બરાબર પહેલાં જેવાં જ રહ્યાં.

એક દિવસ સવારે ધર્મપુત્ર વહેલો ઊઠયો ને પોતાને કામે વળગ્યો. ઠૂંઠાંની અડખે પડખેની જમીન પાણી પાઇ બરાબર જલાર્દ્ર બનાવી દીધી એટલે એને ખૂબ થાક લાગ્યો તેથી એ બીચારો ખાવા બેઠો. બેઠાં બેઠાં એને વિચાર આવ્યોઃ

'આ મોતથી ડરતો ફરું છું એ પણ પાપ છે. ભગવાનની મરજી કદાચ એવી હોય કે મરણદ્વારા મારે મારાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવું.'

આ વિચાર એના મનમાં આવ્યો ન આવ્યો ત્યાં તો કશાકના કસમ ખાતો પેલા લૂંટારાને પસાર થતો સાંભળ્યો. તેનો અવાજ સાંભળી ધર્મપુત્રને થયુંઃ

'મારું શુભ અશુભ કંઈ પણ ભગવાન સિવાય બીજા કોઇને હાથે થનાર નથી.'

આવો નિર્ણય કરી એ પેલા લૂંટારા પાસે ગયો. જઈને જોયું તો લૂંટારો એકલો ન હતો. પણ પલાણ ઉપર તેની પીઠ પાછળ એક બીજો માણસ બેઠો હતો. તેને મોઢે ડૂચા માર્યા હતા, ને તેના હાથ પગ બાંધી લીધા હતા. તે માણસ કશું કરતો ન હતો છતાં લૂંટારો તેના પર ગાળોનો વરસાદ વરસાવતો હતો. ધર્મપુત્ર તેની પાસે જઇ તેના ઘોડા આગળ ઊભો રહ્યો.

'આ માણસને કયાં લઇ જાય છે ?' એણે પૂછયું.

'જંગલમાં' લૂંટારાએ જવાબ આપ્યો. 'એ એક વેપારીનો દીકરો છે, ને એના બાપની દોલત કયાં દાટી છે તે એ કહેતો

લૂંટારો ગમગીન હતો, અને ચક્ષુ નીચાં ઢાળીને તે ચાલતો હતો. ધર્મપુત્રે તેની સામું જોયું એટલે એને તેના પર દયા આવી અને તેથી તેની પાસે દોડી જઈ તેના ઢીંચણ પર પોતાનો હાથ મૂક્યો.

'ભાઈલા,' એ બોલ્યો 'તારા પોતાના આત્મા પર જરા દયા લાવ! તારામાં પરમાત્મતત્ત્વ વસી રહ્યું છે. અત્યારે તું તારા આત્માને તેમ અન્ય સર્વને પીડે છે, અને ભવિષ્યને માટે પણ વધુ વધુ પીડાનો સંચય કરતો જાય છે; છતાં ભગવાન તો તારા પર પ્રેમ જ રાખે છે ને તારે માટે આટલાં બધાં સુખોની સામગ્રી એમણે સજ્જ કરી રાખી છે. માટે તારા આત્માનું સત્યાનાશ વાળી દે મા. ને હવે જીવનપલટો કર!'

લૂંટારાએ ડોળા કાઢ્યા ને મોં ફેરવી ચાલવા માંડ્યું.

'મારી વાતમાં હાથ ઘાલ મા!' તે બોલ્યો.

પણ ધર્મપુત્રે લૂંટારાને પહેલાં કરતાં પણ વધારે જોરથી પકડી રાખ્યો ને રડવા લાગ્યો.

પછી લૂંટારાએ આંખો ઊંચી કરી ધર્મપુત્ર ભણી નજર કરી. લાંબા વખત સુધી એને એમ તાકીને જોઇ રહ્યો. પછી પોતાના ઘોડા ઉપરથી ઊતરી ધર્મપુત્રના પગ આગળ ઘૂંટણીએ પડ્યો.

'વૃદ્ધ સંત, આજે તમે મને વશ કર્યો છે,' તેણે કહ્યું. 'વીસ વરસ સુધી મેં તમારી સામે ટક્કર લીધી, પણ આજે તમે મારા પર વિજય મેળવ્યો છે. મારું હવે તમે ગમે તેમ કરો, કેમકે મારું હૃદય ને મારો આત્મા હવે મારા કબ્જામાં રહ્યાં નથી. તમે જ્યારે મને પહેલી વાર સમજાવવા આવેલા ત્યારે તો મારા ક્રોધમાં એથી ઊલટો વધારો જ થએલો. પછી તમે જ્યારે માનવ વસતીથી દૂર નાસી ગુપ્ત એકાન્ત વાસ સ્વીકાર્યો ત્યારથી જ તમારાં

વેણુ હું ધ્યાનમાં લેવા લાગેલો, કેમકે પછી હું જોઈ શકયો કે લોકો પાસેથી તમે તમારી જાત માટે કશાની અપેક્ષા રાખતા નહોતા. તે દિવસથી હું તમારે માટે ખાવાનું લઈ આવતો, ને પેલા ઝાડની ડાળી પર લટકતું મૂકતો.'

એટલે ધર્મપુત્રને યાદ આવ્યું કે પેલી બાઈએ પોતાનું કપડું ધોઈને સ્વચ્છ કર્યું તે પછી જ તે ટેબલને બરાબર સાફ કરી શકેલી. એ જ રીતે, પોતાની જાતની ચિંતા કરવી પોતે મૂકી દીધી ને પોતાના હૃદયને શુદ્ધ કર્યું તે પછી જ બીજાનાં હૃદયને શુદ્ધ કરવા એ સમર્થ થએલો.

વાહુપાકુ આગળ બોલવા લાગ્યો.

'જ્યારે મેં જોયું કે તમને મોતનો પણ ડર નથી રહ્યો, ત્યારે મારો હૃદયપલટો થએલો.'

એટલે ધર્મપુત્રને યાદ આવ્યું કે પૈડાં બનાવનારાઓએ જ્યાં સુધી લાકડાનું ઢીમચું ઠેરાવીને સ્થિર કરેલું નહિ ત્યાં સુધી તેઓ પૈડાંના પાટા વાળી શકેલા નહિ. એ જ રીતે, પોતે જ્યાં સુધી મરણભીતિ અળગી કરેલી નહિ ને પોતાના જીવનને પરમાત્મામાં અવિચળ રીતે સ્થિર કરેલું નહિ ત્યાં સુધી આ માણસના જંગલી નિરંકુશ હૃદયને કબજે કરી શકેલો નહિ.

'પણ મારું હૈયું પોચું બનીને પૂરેપૂરું પીગળ્યું તે તો તમે મારા પર દયા આણીને રડવા લાગ્યા ત્યારે જ' લૂંટારાએ કહ્યું.

એટલે આનંદથી ઊભરાતે હૃદયે ધર્મપુત્ર એ લૂંટારાને પેલાં ઠૂંઠાં હતાં તે ઠેકાણે લઇ ગયો. તે બન્ને ત્યાં પહોંચ્યા ત્યારે ત્રીજા ઠુંઠામાંથી પણ સફરજનના ઝાડનો અંકુર ફૂટેલો તેમણે દીઠો. એટલે ધર્મપુત્રને યાદ આવ્યું કે પેલા ઢોરવાળા વેપારીઓ દેવતા

પૂરેપૂરો સળગ્યા પછી જ લીલાં ઝાંખરાંને ચેતાવી શકેલા. એ જ રીતે, એનું પોતાનું હૃદય પ્રેમાગ્નિથી પૂરેપૂરું પ્રદીપ્ત થયા પછી જ બીજાનું હૈયું એના દ્વારા ચેતાવી શકાયું.

આ રીતે આખરે પોતાનાં પાપ ધોવાયાં એ જોઈ ધર્મપુત્રનું અંતર આનંદથી છલકાવા લાગ્યું.

એ બધી વાત લૂંટારાને એણે કરી ને પછી મરણ પામ્યો. લૂંટારાએ એને ભૂમિદાહ દીધો, ને પછી એ ધર્મપુત્રની આજ્ઞાનુસાર એણે પ્રબોધેલું સત્ય અન્યને શીખવતો એણે જણાવેલી રીતે જીવન ગાળવા લાગ્યો.

૧૮૮૬